# પોલીસની ફરજ

અને

# તે સંબંધી સૂચના.

## ભાગ બીજો.

કર્ત્તા

રાવસાહેબ માણશંકર ત્રીપુરાશંકર.

ડીસ્ટ્રીક્ટ પોલીસ ઈન્સ્પેક્ટર, જીલ્લે થાણા.

સને ૧૮૯૦.



સુરત ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં હોરમસજી જમશેદજીએ છાપ્યું.

કીંમત રૂ. ૧-૦-૦

# POLICE DUTIES

AND

SUGGESTIONS ON THE SAME.

## PART II.

*BY*

RAO SAHEB PRANSHANKAR TRIPURASHANKAR

DISTRICT POLICE INPECTOR, THANA.



**SURAT.**

*Printed at the Gujerat Standard Press.*

*1890.*

*Price One Rupee.*

# પોલીસની ફરજ

અને

# તે સંબંધી સૂચના.

## ભાગ બીજો.

કર્ત્તા

રાવસાહેબ પ્રાણશંકર ત્રીપુરાશંકર.

ડીસટ્રીક્ટ પોલીસ ઈન્સપેક્ટર, જીલ્લે થાણા.

સને ૧૮૯૦.



સુરત ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં હોરમસજી જમશેદજીએ છાપ્યું.

કીંમત રૂ. ૧-૦-૦

DEDICATED

MOST RESPECTFULLY

TO

# MAJOR JOHN HUMFREY

B. S. C. F. R. G. S.

*INSPECTOR-GENERAL OF POLICE*

*in the*

*BOMBAY PRESIDENCY.*

*By his ever obedient and*

*humble Servant,*

*The Author.*

મેહેરબાન

મેજર. જેન. હંક્રી સાહેબ.

બી. એસ. સી. એફ. આર. જી. એસ.

ઈન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ.

મુંબઈ પ્રેસીડેન્સી.

એઓ સાહેબને

આ ન્હાનું પુસ્તક, તેઓના હંમેશના

તાબેદાર તથા નમ્ર સેવક ગ્રંથ કર્તા

તરફથી ઘણાજ માન પુર્વક અર્પણ

કરવામાં આવે છે.

# PREFACE.

*I must apologize to the Public for the delay in, publishing this 2nd Part.*

*When I published Part I in 1886, I had promised that Part II would be soon out, but the nature of my services in Kathiawad under Major John Humfrey prevented me from publishing this sooner.*

*This book has been divided into ten Chapters. Of these, four are devoted to The Indian Penal Code, two to the Criminal Procedure Code, two to The Evidence Act, one to Miscellaneous matters, and one to Miscellaneous Acts. The details of these would be found in the contents, and I beg to strongly recommend a careful perusal of the same.*

*In many cases, entire sections are quoted in the first instance, to obviate the necessity of going to the Law book. They are then fully explained in my own words, and contrasts between different Sections have been shown where necessary. These are followed by copious notes in my own words. Then again, under every Section, where necessary, leading cases decided by the different High Courts are quoted and explained. Not only are cognizable offences treated, but some non-cognizable offences are also referred to ;—especially, those which a Police Officer generally ought to know.*

*It is of vital importance that Police Officers should know the Law as interpreted by the High Courts. My object, therefore, has been to make this book, one of* **constant reference** *by Police Officers of all grades; and I venture to think, they need not often look into*

*Law Reports, and other larger books, as, whatever is necessary to know, has been most carefully collected, and placed before them in this book.*

*The language used is* **most simple and precise** *and after due regard being had to the small compass of the book, a great deal of what a Police Officer should know, has been given in details, without complicating the same.*

*How far my object has been successfully carried out, it is for the Public to decide.*

*Part III of the Book will be published in November next, which will deal with Miscellaneous Acts.*

*7th September 1890.*

*Surat.* *PRANSHANKER T.*

# CONTENTS.

## CHAPTER I.

*The Indian Penal Code.*



## CHAPTER II.

*The Indian Penal Code.*

## CHAPTER III.

*The Indian Penal Code.*

## CHAPTER IV.

*The Indian Penal Code.*

Of Offences against Property. Of Theft under Section 379. Remarks on same, and decisions worthy of notice. Extortion. Robbery. When is Theft—Robbery, and when is Extortion—Robbery. Theft,—Extortion,—and Robbery, -contrasted. Remarks based on decisions. Dacoity. Remarks on the same. Dacoity with Murder. Dishonest Mis-appropriation of Property. Criminal Breach of Trust and Remarks on same. Stolen Property. Dishonestly retaining the same, and punishment for the same, and the amount of evidence necessary to substantiate such a charge. Disposing of Stolen Property. Cheating. Cheating by Personation. Mischief. Tables showing different kinds of Mischief, and Cognizable offences therein. Criminal Trespass, House-trespass, Lurking House-tresprss, Lurking House-Trespass at night, Remarks based on Decisions. Difference between Sections 441 and 442. Remarks on the offence of House-breaking. Of Evidence in Criminal Trespass. &c. Other offences such as Defamation &c. &c. &c.... ... ... ...Pages 48 to 68.



## CHAPTER V.

*The Criminal Procedure Code.*

Of Security for Good Behaviour to be furnished by Vagrants and Suspects. Of Security for Good Behaviour from Habitual Offenders. Remarks, De-

cisions &c., and Remarks as to the quantum of evi. dence required in such cases. Of the power of the Police as regard Inspection of Weights and Measures. Of Summons by Police in Cognizable cases. All persons bound to tell the truth in Investigations by Police. Diaries and Investigation Papers. Whether they should be produced in Court or not? Police-Investigation papers. Decisions on the same. Substance of the decisions. Important decision of the Calcutta High Court as regards the production of Investigation papers. Places of Inquiry or Trial. Certain necessary conditions in initiating Proceedings. Duty of Police as regard Non-Conizable offences and an important decision in connection with it Of Summary Trial.... ... ...Pages 69 to 82.



# CHAPTER VI.

*The Criminal Procedure Code.*

Law as to pardoning an Accomplice in certain cases., and examining him as a witness. Remarks in short on the Tender of Pardon. What is Queen's Evidence? Contrast between the deposition of a pardoned accomplice, and the confession of a co-accused. Of Compounding of offences. Of evidence partly recorded by one Officer presiding over a Court. Of the Statement of an accused, Certificates necessary to be given &c. Lunatics as accused, who cannot be made to understand the Proceedings. Of Previous Convictions. Bail. Of Bail in bailable cases, and in non-



## CHAPTER VII.

*The Evidence Act.*





## CHAPTER VIII.

*The Evidence Act.*



## CHAPTER IX.

*Miscellaneous Matters.*





## CHAPTER X.

*Miscellaneous Acts.*





# પ્રસ્તાવના.

પોલીસની ફરજ ભાગ ૧ લો, સને ૧૮૮૬ માં મેં પ્રસિદ્ધ કર્યો હતો, અને તેમાં એવી ખબર આપેલી હતી કે, ભાગ ૨ જો ટુંક વખતમાં બહાર પડશે. પણ ખુદાવંત મેહેરબાન મેજર જોન હંફ્રી સાહેબ બહાદૂરના હાથ તળે સ્પેશીયલ ડયુટી ઉપર કાઠીઆવાડ પ્રાંતમાં મારૂં જવું થવાથી, તથા ત્યાંની કામગીરીમાં રોકાઈ જવાથી, પ્રથમ ધારણા પ્રમાણે આ ભાગ છપાવી શક્યો નહીં.

પ્રથમ ધારવા કરતાં પણ ઘણી જાદે હકીગત આ ચોપડીમાં સમાવી છે, અને જેમ વધારે ઉપયોગી થઇ પડે, તેમ કરવામાં કશું બાકી રાખ્યું નથી. અનુક્રમણિકા વાંચવાથી તમામ હકીગત જાણવામાં આવશે.

આ ચોપડીમાં દસ પ્રકરણો છે. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની બાબતમાં ૪ પ્રકરણો છે. ક્રીમીનલ પ્રોસીજર કોડની બાબતમાં ૨ પ્રકરણો છે; પૂરાવાના કાયદાની બાબતોમાં ૨ પ્રકરણો છે; પરચુરણ બાબતોનું એક પ્રકરણ છે; તથા પરચુરણ આકટોનું એક પ્રકરણ છે. આ ચોપડીમાં એવી ગોઠવણ છે કે જેથી એ, ન્હાના સિપાઇથી તે મ્હોટામાં મ્હોટા અમલદારને ઉપયોગી પડયા વગર રેહે નહીં. કાયદો જોવાની જરૂર ન પડે, તે સારૂ ઘણીખરી જગાએ જાણવા જેવી કલમો કાયદાના શબ્દમાં આપી છે. તેમજ તે ઉપર, ઘણી જગાએ મારા શબ્દોમાં સરળ રીતે સમજુતી આપી છે. અને વળી જે જે કલમ તથા બાબતો ઉપર ફેસલાઓ ઘણા ઉપયોગી તથા જાણવા જોગ જણાયા, તે ફેસલાઓ નામ ઠામ વિગેરે સાથે, તથા તે ઉપરથી જરૂર જોગ સમજુત, આપેલ છે. કાયદાની કઠણ ભાષા સમજવી ઘણી મુસ્કેલ હોએ છે, અને વળી નામદાર હાઈ કોરટોએ કાયદાના અર્થ શું કર્યા છે, તે અમલદારોએ અવશ્ય જાણવા જોઇએ. કેટલાક ગુન્હાઓ વચ્ચે શું તફાવત છે, તે પણ અવશ્ય જાણવા જેવું છે. અને તે તમામ, જરૂર લાગી તે પ્રમાણે, તથા આ ચોપડીના કદ ઉપર વિચાર રાખી આપેલું છે એમ જણાશે.

પોલીસને, પોલીસ અખ્ત્યારી ગુન્હાઓ વિશે જે જે જાણવાની જરૂર જણાઇ, તે આપ્યું છે, એટલુંજ નહીં, પણ કેટલાક બિનઅખ્ત્યારી ગુન્હાઓ વિશે પણ હકીગત આપેલી છે.

( બી )

એકંદર રીતે, આ ચોપડી જેમ ઘણી ઉપયોગી થઇ પડે, તેમ કરવામાં આવ્યું છે. અને દરેક પોલીસ અમલદારે એ ચોપડી પાસે રાખવા જેવી છે. એમાં સમાવેલી હકીગતમાં, કાયદો, તે ઉપર સરળ શબ્દોમાં સમજુતી, મુકાબલો તથા તફાવત, તે ઉપર ફેસલાઓ, તથા તે ઉપરથી સમજુતી, જરૂર પ્રમાણે આપી, તેનું ઉપયોગીપણું વધે, અને વળી ગુંચવણ ન થાએ, તેમ કરવામાં આવેલ છે.

પોલીસને એક ઘણી અગતયની અને હંમેશ પાસે રાખી જોવા તથા વાંચવા જેવી ચોપડી જેમાં જે જે નિત્ય જરૂરની હકીગત છે તે જોવાથી ખુલાસા સાથે તુરત સમજાએ એવી આ ચોપડી કરવાનો મારો હેતુ હતો. અને તે હેતુ કેટલે દરજ્જે પાર પડયો છે, તે વિશે વિચાર કરવાનું કામ આ ચોપડી વાંચનારની મુનસફી ઉપર મુકવામાં આવે છે.

ભાગ ૧લામાં કેટલીક હકીગત આપી છે, તે ફરીથી આમાં આપવાની જરૂર ન જાણી, આપી નથી.

પરચુરણ આકટો પૈકી કેટલાકની જરૂર જોગ હકીગત આમાં આપી છે. વિસ્તારથી ૩ જા ભાગમાં આપવામાં આવશે.

તા૦ ૭ સપટેંબર ૧૮૯૦.

મુકામ સુરત. પ્રાણશંકર ત્રીપુરાશંકર.

# બાબતો.

## પ્રકરણ ૧ લું.

### ઇન્ડીઅન પીનલ કોડ.





## પ્રકરણ ૨ જું.

### ઇન્ડીઅન પીનલ કોડ.

## પ્રકરણ ૩ જું.

### ઇન્ડીઅન પીનલ કોડ.

ખોટા પૂરાવો એટલે શું, તે વિશે. ખોટી સાક્ષી આપવા બદલ સજા. કલમ ૧૯૧ ઉપર સમજુતી. પોલીસ આગળ જુઠી સાક્ષી આપે તેની જવાબદારી. જુના તથા નવા કાયદામાં એ વિશે તફાવત. પૂરાવો આપતાં જાણવા જોગ એ બાબત ઉપર ફેસલો. "ઓલટરનેટીવ" ચારજ વિશે. ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૫ જોવાની અગત્ય. બીજી જાણવા જોગ હકીગત. શીક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હાઓ. જાદે શિક્ષા વિશે. ખોટાં વજન તથા માપ વિશે. લોકોની તંદૂરસ્તી, સલામતી, સઘવડતા, લાજ, તથા નીતિ સંબંધી ગુન્હાઓ બાબત. ધરમ સંબધી ગુન્હાઓ. જીંદગી સંબંધી ગુન્હાઓ. શિક્ષણીય મનુષ્યવધ. જાદે સમજુતી. શું હોએ તો મનુષ્ય વધને ખુન ગણવું જોઇએ, તે વિશે. ખુનના તથા તેથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્ય વધની સજા. ખુન કલમ ૩૦૨ પ્રમાણે, તથા તેથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્ય વધ કલમ ૩૦૪ પ્રમાણે,—એ બે વચ્ચે તફાવત. રાણી સરકાર–વિરૂદ્ધ–ગોવિંદનો અગત્યનો ફેસલો. એ બે ગુન્હાનો મુકાબલો તથા તફાવત બતાવનાર કોષ્ટક. ઉદ્ધતાઇથી અગર બે ફિકરાઇથી નીપજાવેલ મોત, ખુનની કોશીસ, તથા આત્મઘાતની કોશીસ. ગરભપાત કરવા બાબત, નહીં જન્મેલાં બચ્ચાંઓને નુકસાન બાબત, તથા જન્મ છુપાવવા બાબત. વ્યથાઓ તથા તેના જુદા જુદા પ્રકારો દેખાડનાર કોષ્ટક, તે ઉપર જાદે સમજુતી. ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ. સાપરાધ બળ તથા હુમલા, તથા મનુષ્ય હરણ, મનુષ્ય નયન, ગુલામી, તથા વેઠ બાબત. બળાત્કાર સંભોગ વિશે. સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ ગુન્હા વિશે...
.........................................પાનાં ૧૫ થી તે ૪૮ સુધી.



## પ્રકરણ ૪ થું.

### ઇન્ડીઅન પીનલ કોડ.

મિલકત વિરૂદ્ધ ગુન્હાઓ વિશે. ચોરી કલમ ૩૭૯ વિશે. તે ઉપર જાદે સમજુતી તથા જાણવા જોગ ફેસલાઓ વિશે. જબરાઇથી કઢાવવાના ગુન્હા

બદલ. અપહરણુ વિશે. ચોરી ક્યારે અપહરણુ થાએ છે, તથા જબરાઇથી કઢાવવું ક્યારે અપહરણુ થાએ છે, તે વિશે. ચોરી, જબરાઇથી કઢાવવું તથા અપહરણુ–એ ત્રણે ગુન્હાઓ શું હોએ તો થાએ છે, તે જણાવનાર તથા મુકાબલો બતાવનાર કોષ્ટકો. ફેસલાઓ ઉપરથી સમજુતી. ડાકાઇટી વિશે. તે ઉપર સમજુતી. ખુન સાથે ડાકાઇટી વિશે. જંગમ મિલકતનો ખોટો ઉપયોગ. સાપરાધ વિશ્વાસઘાત વિશે. તે ઉપર સમજુતી. ચોરીની મિલકત વિશે. બદદાનતથી ચોરીની મિલકત રાખવાની સજા, તથા તેમાં કેવો પુરાવો જોઇએ. ચોરીનો માલ વગે કરવા બાબત. ઠગાઇ વિશે. વેષ લઇને ઠગાઇ વિગેરે વિશે. બિગાડ વિશે, તેના જુદા જુદા પ્રકાર દેખાડનાર કોષ્ટકો. તે કોષ્ટકમાં પોલીસ અખત્યારી ગુન્હાઓ કયા કયા છે, તે વિશે. સાપરાધ પ્રવેશ વિશે. ગૃહ પ્રવેશ વિશે. ગુપ્ત ગૃહ પ્રવેશ વિશે. રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ વિશે. ઘર ફોડવા બાબત. રાતે ઘર ફોડવું કોને કહેવાએ તે વિશે. ફેસલાઓ ઉપરથી સમજુતી. કલમ ૪૪૧ તથા કલમ ૪૪૨ માં તફાવત. ઘર ફોડવાના ગુન્હા બદલ સમજુતી. સાપરાધ પ્રવેશ વિગેરેમાં પૂરાવા વિશે. બીજા ગુન્હાઓ જેવા કે "ડીફેમેશન" વિગેરે......પાનાં ૪૮ થી તે ૬૮.



## પ્રકરણ ૫ મું.

### ક્રીમીનલ પ્રોસીજર કોડ.

ભટકનારા તથા શકદાર શખ્સોએ સારી ચાલ ચાલવા બાબત જામીન આપવા વિશે. ગુન્હા કરવાની ટેવ હોએ, તેવાના જામીન લેવા બાબત. એ વિશે જાદે સમજુતી, તથા ફેસલાઓ વિગેરે, તથા એ બાબતમાં શું પૂરાવો જોઇએ તે વિશે. કાટલાં તથા માપ તપાસવાની બાબતમાં પોલીસના અખત્યાર વિશે. પોલીસ અખત્યારી ગુન્હામાં પોલીસ તરફથી સમન્સ તથા ખરૂં બોલવાની કાયદાએ નાંખેલી ફરજ. ડાએરીઓ તથા પોલીસ ટીપણો વિશે, તથા તે કોરટમાં રજુ થવાં જોઇએ કે નહીં તે વિશે. પોલીસ ટીપણો વિશે. ટીપણોની બાબતમાં થએલા ફેસલાઓ. તે ઉપરથી ટુંકમાં સાર. ટીપણો રજુ થવા બાબતમાં નામદાર કલકત્તા હાઇ કોરટનો અગત્યનો ફેસલો. ઇનસાફ બાગર ચોકસી કરવાની જગા વિશે કાયદો. કેટલાંક

કામો ચલાવવામાં અવશ્ય જરૂરની શરતો. "નાનકાગનીઝેબલ"—એટલે જે ગુન્હાઓ પોલીસ અખ્ત્યારી નથી, તે વિશે પોલીસની ફરજ, તથા તે ઉપર અગત્યનો ફેસલો. "સમરી ટ્રાયલ" એટલે સંક્ષેપ્ત ચોકશી બાબત કાયદો.

પાનાં ૬૫થી તે ૮૨.



## પ્રકરણ ૬ ઠું.

## ક્રીમીનલ પ્રોસીજર કોડ.

કેટલાંક કામોમાં મેલાપીને માફી આપવા બાબત તથા તેની સાક્ષી લેવા બાબતના નિયમો. માફી આપવા બદલ ટુંકમાં સમજુતી, કોણ માફી આપી શકે, કેવા કેસોમાં શા કારણસર માફી આપી શકાએ, શું શરતે અપાએ, એ વિગેરે. "કવીન્સ એવીડન્સ" એટલે શું ?. માફી આપેલ મેલાપીની જુબાની, તથા સહકેદીની કબુલત, એ બેનો મુકાબલો. ગુન્હા માંડી વાળવા વિશે. એક કોરટે પૂરાવો અમુક કેસમાં લીધો હોએ, તે કેસ અધુરો હોએ, તેટલામાં તે કોરટના અધ્યક્ષની બદલી થાએ, ત્યારે કેસ રહયો હોએ ત્યાંથી ક્યારે ચાલે, સાક્ષીઓ પાછા કયારે બોલાવવા પડે,–તે વિશે. તોહોમતદારની જુબાની, તે લેવાની રીત તથા તે ઉપર સરટીફીકેટ લખવા બાબત. ગાંડા માણસો તોહોમતદાર તરીકે લાવવામાં આવે, ત્યારે, અને તેઓ કામ ન સમજી શકતાં હોએ, ત્યારે શું કરવું, તે વિશે. અગાઉ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયો હોએ, તે વિશે. જામીન લેવા બાબત. જામીન લેઇ શકાએ, તેવા ગુન્હામાં જામીન લેવા બાબત. જામીન નહીં લેઇ શકાએ તેવા ગુન્હામાં જામીન કયારે લેવામાં આવે, તે વિશે. જામીન લેવાનું, અથવા રકમ ઓછી કરવાનું ફરમાવવાનો કોને અધીકાર છે, તે વિશે. પોલીસે પકડેલી મિલકતની વ્યવસ્થા બાબત, તે વિશે માજીસ્ટ્રેટને રીપોર્ટ, તે ઉપર થતાં જાહેરનામાં, તથા મુદત વિતે શું કરવું, તેમજ બગડી જાએ તેવી મિલકત વેચવા બાબત. ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનો જાહેરનામાં કાહાડવા વિશે અખ્ત્યાર.....પાનાં ૮૨ થી તે ૯૨.



## પ્રકરણ ૭ મું.

## પૂરાવાનો કાયદો.

કેદાઆનો કબુલત બાબત, માજીસ્ટ્રેટે કબુલત કેવી હોએ તો લેવી, તે વિગેરે, તથા પોલીસના કબજામાં હોઇને કાંઇ ખબર આપી હોએ, ને તે ખબરને લીધે કાંઈ માલ જડયો હોએ વિગેરે, ત્યારે તે ખબર પૂરાવામાં લઇ શકાએ કે નહીં તે વિશે. એ બાબત ઉપર ફેસલાઓ ઉપરથી સમજુતી. એ બાબત ઉપર નામદાર મુંબઇ હાઇ કોરટનો ફુલ બેંચનો અગત્યનો ફેસલો,—કવીન એમપ્રેસ વિરૂદ્ધ નાના—નો. એક તોહોમતદારની કબુલત બીજા સહતોહોમતદારની તથા તેની વિરૂદ્ધ કયારે, તથા શું શરતે વાપરી શકાએ, તે વિશે સમજુતી. એના સંબંધમાં જોવા જેવા ફેસલાઓની ટીપ. મરતી વખ્તની જુબાની વિશે. ચાલચલગત બાબત. સાબીતીના બોજા વિશે.

પાનાં ૭૩ થી તે ૧૦૦.



## પ્રકરણ ૮ મું.

## પૂરાવાનો કાયદો.

સાહેદી કોણ આપી શકે, તે વિશે. મુંગા સાહેદોની બાબતમાં, સાહેદી લેવા વિશે. ફોજદારી કામમાં, ધણી ધણીઆણીનો એકથી વિરૂદ્ધ બીજા ઉપર પૂરાવા વિશે. પોલીસને કયાંથી અમુક બાતમી મળી, તે છુપું રાખવાના હક બાબત. સાક્ષીઓની તપાસણી,—મુખ્ય તપાસણી, ઉલટ તપાસણી, ફરી તપાસણી, તથા તેમાં પુછી શકાતા સવાલો વિશે. પોતાના સાક્ષીની ઉલટ તપાસણી કયારે થઈ શકે તે વિશે. સાહેદીઓના ભરોંસા ઉપર દોષ આણુવા વિશે કાયદો. સાક્ષીએ આગળ કાંઈ જુબાની આપી હોએ, તો તે બાબત તેને ઉલટ તપાસણીમાં સવાલ પુછવા વિશે. યાદદાસ્ત તાજી કરવા બાબત.... ... ... ... ... ... ... ...પાનાં ૧૦૦થી ૧૦૫.



## પ્રકરણ ૯ મું.

## પરચુરણ બાબતો.

જાસ્તી સજા બાબત, તથા ઈ. પી. કોડની કલમ ૭૫ વિશે સમજુતી. આગલી સજાનો ઠરાવ કેમ સાબીત કરવો. જાદે સમજુતી. પ્રથમ સજાનો ઠરાવ શા સારૂ સાબીત થાએ છે,—ઉપર કહેલી કલમ ૭૫ પ્રમાણે જાદે શિક્ષા થવા સારૂ તે સાબીત કરવાનો હેતુ ન હોએ,—તો દરેક ફોજદારી કામમાં તેવો પૂરાવો અપાએ કે કેમ. કેસ ચાલતાં પેહેલાં તે તોહોમતદારની ગેરહાજરીમાં સાક્ષીની જુબાની લખી લેવા બાબત. ફટકાની સજા વિશે. પાનાં ૧૦૫ થી ૧૧૨.



## પ્રકરણ ૧૦ મું.

## પરચુરણ આક્ટો.

ડીસટ્રીકટ પોલીસ આક્ટ. વીલેજ પોલીસ આક્ટ. જુગારનો આક્ટ. હથીઆરનો આક્ટ. એકસ્ટ્રાડીશન આક્ટ વિગેરે. જાદે માટે એ પ્રકરણ જુઓ... ... ... ... ... ... ... ... ... ...પાનાં ૧૧૨ થી તે ૧૨૦.



# ઈનડીયન પીનલ કોડ.



## પ્રકરણ ૧લું.

આ પ્રકરણમાં હિંદુસ્થાનના ફોજદારી કાયદા સંબંધી પોલીસને જાણવા જોગ બાબત જણાવવામાં આવી છે.

"ઇન્ડીઅન પીનલ કોડ" એટલે ટુંકામાં કયાં કૃત્યો સજાને પાત્ર ગણવામાં આવ્યાં છે, તે કૃત્યો, તેની વ્યાખ્યાઓ, પ્રકારો, અને તે વિશે સજા દેખાડનારો હિંદુસ્તાનને લાગુ પાડવામાં આવેલો કાયદો.

સામાન્ય અપવાદો, કલમ ૭૬થી તે ૧૦૬ સુધી.

આ કાયદો જાણી અમલ કરનારાઓને, તે કાયદાનું પ્રકરણ ચોથું, ઘણું ધ્યાન રાખી વાંચવું જોઇએ. એ પ્રકરણમાં સામાન્ય અપવાદો વીશે હકીગત આપેલી છે. અને તે તમામ હીંયાં આપતાં લંબાણ થઈ જાએ તેથી જરૂર જોગ ફક્ત આપવામાં આવેલ છે. એ પ્રકરણ કલમ ૭૬થી ૧૦૬ સુધી છે.

કલમ ૭૬માં બતાવેલ અપવાદ, તથા તે ઉપર ટીકા.

કલમ ૭૬માં એવો અપવાદ છે કે "જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહીં, પણ હકીગતની કાંઇ ભુલના સબબથી જે સખ્સ સુબુદ્ધીથી એમ માને છે કે એ વસ્તુ કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે, તે સખ્સ જો તે વસ્તુ કરે, તો તે ગુન્હો છે એમ સમજવું નહીં." આ કલમમાં દ્રષ્ટાંતો તરીકે આપેલાં દ્રષ્ટાંતો ધ્યાનમાં રાખવા જેવાં છે. જે ઉપરથી એમ જણાઈ આવશે કે અમુક કૃત્ય કાયદેસર રીતે કરવાને

પોતે બંધાએલો છે, એમ શુધ્ધ બુદ્ધીથી તેની માન્યતા હતી, અને તેથીજ અમુક કૃત્ય થયું છે, એમ આ અપવાદના લાભ માગનારે બતાવી આપવું જોઇએ.

કલમ ૭૭-૭૮-૭૯-૮૦ તથા ૮૧માં બતાવેલ અપવાદો.

કલમ ૭૭માં ઇનિસાફની ફરજ બજાવતાં જડજે કરેલું કૃત્ય,–કલમ ૭૮માં–કોઇ ઇનસાફની કોરટના ફેસલા અથવા હુકમને અનુસરીને થએલ કામ,–કલમ ૭૯ માં,–અમુક કૃત્ય કરવાની કાયદાથી રજા છે અથવા જે કૃત્ય કરવાની મહને કાયદાથી રજા છે, એમ જે સખ્સ કાંઇ હકીગતની ભુલથી શુદ્ધબુદ્ધિથી માને છે, તેવાં કૃત્યો વિશે,–કલમ ૮૦માં,–કાંઇ કાયદેસર રીતે વ્યાજબી હોએ એવું કૃત્ય કરતાં, તેમાં થએલ અકસ્માત,–કલમ ૮૧માં.–જે કામથી હાની થાએ એવો સંભવ હોએ તે કામ, ગુનાહના ઇરાદા વગર, તથા બીજી હાનિ અટકાવવાને કરેલ હોએ,–એવાં કૃત્યોનો સમાસ થાએ છે.

કલમ ૮૨ તથા ૮૩માં લખેલા અપવાદો, તથા તે ઉપર ટીકા.

હવે કલમ ૮૨માં લખેલ અપવાદ ઘણો જાણવા જોગ છે. તેમાં એમ બતાવ્યું છે કે "સાત વર્ષથી ઓછી ઉંમરના બાળકે કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં." અને તેની સાથે કલમ ૮૩-માં, એમ બતાવ્યું છે કે, "સાત વર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછી ઉંમરનું બાળક, જેની અક્કલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરિણામો થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઈ નથી, તેણે કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે, એમ સમજવું નહીં."

આ ઉપરથી સાફ જણાશે કે કાયદાએ એમ ઠરાવ્યું છે કે સાત વર્ષથી ઓછી ઉમરનું બાળક હોએ, તેમાં ગુન્હો અગર અમુક કૃત્ય ગુન્હા ભરેલું છે, એવું સમજવાની શક્તીની ગેરહાજરી માનેલી છે અને તેથી તેઓને સજા થઇ શકે નહીં એમ ઠરાવ્યું છે. પણ

સાતથી ઉપરનું હોએ, ને બારથી અંદરનું બાળક હોએ, તો તેવાને વિશે, સમજવાની શક્તીની ગેરહાજરી કાયદો માની લેતો નથી, પણ તે ગેરહાજરીની સાબીતી માંગે છે, એટલે કે સમજ શક્તીની ગેરહાજરીની સાબીતી ન આપવામાં આવે તો, ગુન્હો તે સમજતો હતો, એમ ગણવામાં આવે.

સમજવાની શક્તીની ગેરહાજરી સાબીત કરી આપવાનું કામ, આ અપવાદના લાભ માંગનારને શીર છે. એ સંબંધમાં પુરાવાના આક્ટની કલમ ૧૦૫ જરૂર કરીને ધ્યાનમાં રાખવા જેવી છે. તેમાં સ્પષ્ટ ફરમાન છે કે કોઈ પણ શખસના ઉપર કાંઇ ગુન્હાનું તોહોમત આવેલું હોએ, ત્યારે તે કૃત્ય ગુન્હો નથી, પણ ઇન્ડીયન પીનલ કોડના સામાન્ય અપવાદો પૈકીના કોઈ અપવાદમાં, અથવા કોઈ બીજા કાયદાના, અથવા તેજ કાયદાના ખાસ અપવાદમાં તેનો સમાસ થાએ છે, એમ સાબીત કરવાનું કામ તે શખસનું છે. અને જાહાં સુધી તેવી સાબીતી આપવામાં આવી નથી, ત્યાં સુધી અપવાદમાં આવી શકે એવી હકીગતની ગેરહાજરી, કોરટ માની લેશે.

કલમ ૮૪ માં લખેલ અપવાદ, તથા તે ઉપર ટીકા.

કલમ ૮૪ માં–એવું બતાવ્યું છે કે,—"જે શખસ કાંઈ કામ કરતી વખતે, દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરૂં છું એ, અથવા, જે કામ હું કરૂં છું તે ખોટું છે, અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ, ગુન્હો છે એમ સમજવું નહીં."

કાયદાએ દીવાના માણસને આ પ્રમાણે બાતલ કર્યા છે, પણ તેનો અર્થ ઘણો સમજીને કરવાનો છે. હરેક એવે પ્રસંગે ફક્ત એક સવાલ ઉપર જરૂરી વીચાર કરવાનો છે. તે એ કે—દીવાનાપણાની કસોટી શું ?—આ સવાલનો બરાબર નિર્ણય નામદાર કલકત્તાની હા-

ઇ કોરટે કર્યો છે. (જુઓ રાણી-વિરૂદ્ધ-જગો મોહન-માળો. ૨૪. વી. રી. ૫.) તેમાં એવી સફાઇ થઇ છે કે અમુક કૃત્ય ગુન્હાભરેલ હોવાથી જે શખ્સના ઉપર તે આરોપ આવેલ હોએ તે શખ્સ તે કૃત્ય કરતી વખતે પોતે ખોટું કરે છે એટલું જાણી શકતો હોએ, તો તે કૃત્ય તેણે દીવાનગીમાં કર્યું એમ ગણી શકાતું નથી. મતલબ દીવાનાપણામાં તેના મનની સ્થીતિ કેવી હતી ? તે પોતે શું કૃત્ય કરે છે, તેનું શું પરિણામ થશે, અને તેમાં પોતાની જવાબદારી કેવા પ્રકારની છે, તે તે વખતે જાણી શકવા છતાં, અમુક કૃત્ય કર્યું છે કે કેમ, તે વીગેરે વીચાર કરવો જોઇએ.

પુરાવાના આકટની કલમ ૧૦૫ પ્રમાણે, આ અપવાદનો લાભ લેવા ઇચ્છનાર શખ્સે, પોતાનું કૃત્ય આ અપવાદમાં સમાઈ શકે છે એમ સાબીત કરવું જોઇએ. મદ્રાસની નામદાર હાઇકોરટે એક જાણવાજોગ કેસ ફેસલ કર્યો છે. (જુઓ-કવીન એમપ્રેસ-વિરૂધ્ધ વેંકટ સ્વામી-સને ૧૮૮૯-એપ્રેલ-૧૫-૧૨ મદ્રાસ). હકીકત એવી હતી કે,-તોહોમતદારે એક બચાં ઉપર તરવારનો પ્રહાર કરી તેને જાનથી મારી નાંખ્યું. તેના ઉપર ખુનનું તોહોમત મુકાતાં, તેણે ઇનસાફ વખતે "દીવાનગીનો સબબ" બતાવ્યો. તેણે બીજા માણસોનાં દેખતાં, તે બચાં ઉપર હુમલો કરવો જારી રાખ્યો હતો, ને તેમ કરવાનો કાંઇ હેતુ પણ જણાતો ન હતો. અને એમ પણ જણાયું કે તે બચાંની સાથે પેસ્તર તે માયાથી તથા પ્યારથી વર્તતો-તે વખતે તે તાવ તથા ભુખથી બીમાર હતો-અને વૈદક પૂરાવાથી એમ જણાયું હતું કે " હોમીસીડલ મેનીઆ " કહે છે એવાં ગાંડપણના એકાએકના જોસ્સાના દરમ્યાનમાં તેણે ખુન કર્યું હોએ એમ બની શકે. તાવથી ઘણું કરી સ્વભાવ તપી જઇ તેણે પોતાના સગાંઓને થોડા વખત અગા-

ઉ ગાળો દીધી હતી એવો પૂરાવો હતો. ગામના માજીસ્ટ્રેટ આગળ પોતે ગુન્હો અંગીકાર કર્યો, અને તેને પુછવામાં આવતા સવાલના રીતસર જવાબ દીધા હતા. પણ કમીટીંગ માજીસ્ટ્રેટ તેમજ સેશન્સ કોરટોમાં, પોતે તે બચાંને માર્યું નથી એમ જાહેર કર્યું. તેને થયેલ સજાના ઠરાવ વીશે નામદાર મદ્રાસ હાઇકોરટે ટીકા કરી કે પોતાનું કૃત્ય કેવા પ્રકારનું હતું, તે પ્રકાર, અગર પોતે ખોટું કરે છે, અગર કાયદા વિરૂધ્ધ કરે છે એમ તે દીવાનગીના સબબથી સમજી શકતો ન હતો, એવું જ્યાં સુધી સાબીત થયું નથી, ત્યાં સુધી, તેને થએલી સજાનો ઠરાવ બરાબર ગણવો જોઇએ.

એજ સંબંધમાં નામદાર મુંબઈ હાઇકોરટે "કવીન એમપ્રેસ–વિરૂધ્ધ–લક્ષમણ દગડુનો ફેસલો કર્યો છે. (જુઓ ઇં૦ લો૦ રીપોર્ટ ૧૦ મુંબઈ. ૫૧૨)–તેમાં એવી હકીગત હતી કે તોહોમતદારે પોતાના બે ન્હાના છોકરાંને વાંસલે વતી મારી નાંખ્યાં–અને એ કેસ ઉપરથી તેના ઉપર તોહોમત આવતાં, તેણે પોતાના બચાવમાં એવું જાહેર કર્યું કે તે તાવથી પીડાતો હતો, અને તે છોકરાંના શોર બકોરથી તેને ઘણી હરકત થઇ હતી. પણ એકંદરે એવું પુરવાર ન થઇ શક્યું કે તે ગુન્હા ભરેલું કૃત્ય કરતી વખતે તે 'દીવાનગી'માં હતો.–નામદાર હાઇકોરટે તે કામમાં એવું ઠરાવ્યું કે પોતે શું કૃત્ય કરે છે, તેની તોહોમતદારને ખબર હતી એટલે કે તે જાણી શકતો હતો, તેથી તેને અપવાદનો લાભ આપી શકાએ નહીં.

ગાંડો માણસ પૂરાવો આપી શકે કે નહીં, એટલે ગાંડા માણસની જુબાની પૂરાવામાં ગ્રાહ્ય છે કે નહીં, તે વીશે પુરાવાના આકટની કલમ–૧૧૮ જુઓ; જેમાં લખ્યું છે કે અમુક શખ્સ ગાંડો છે, તેટલાજ ફકત કારણથી, તેની જુબાની ન લેવાએ એવું નથી. પોતા-

ના ગાંડપણુને લીધે તેને પુછવામા આવતા સવાલો સમજી શકતો નથી, અને રીતસર જવાબ દઇ શકતો નથી, એમ જણાએ, તો તેવા ગાંડાનો પૂરાવો ગ્રાહ્ય છે. બાકી નહીં.

ગાંડાં માણસના સંબંધમાં ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમો ૪૬૪થી તે ૪૭૫ સુધીની જરૂર જાણવી જોઇએ.

આ વિશે વધારે હકીગત માટે આ ચોપડીમાં ક્રીમીનલ પ્રોસીજર કોડનું પ્રકરણ જુઓ.

કલમ ૮૫માં લખેલ અપવાદ તથા તે ઉપર સમજુતી

કલમ–૮૫–માં અપવાદ બતાવ્યો છે, તે ઘણો જાણુવા જોગ છે. કાયદામાં ફરમાવ્યું છે કે,–"જે શખ્સ કાંઇ કામ કરતી વખતે, કેફના સબબથી, હું કેહેવી રીતનું કામ કરૂ છું એ, અથવા હું જે કામ કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું, જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી હોએ તે વસ્તુ તે ન જાણે એમ, અથવા તેહની ખુશી ન છતાં તેને ખવાડી હોએ તો."

પોતે દારૂ અગર કેફી વસ્તુ પીધી છે, તેથી બેભાનીમાં કૃત્ય થયું, એટલાથી કાયદો માફી આપતો નથી. પણ અમુક ગુન્હા ભરેલ કૃત્ય કરતાં તે નીશામાં હતો, અને તે કેફ અગર નીશાથી, પોતે શું કૃત્ય કરે છે, તે ખોટું છે કે કેમ, કાયદાની વિરૂધ્ધ છે કે કેમ, તે વિશે તેને કાંઈ તે વખતે ભાન ન હતું, અને જે કેફથી તેની એવી દશા થઇ તે કેફ તેણે પોતે રાજી ખુશીથી કરી ન હતી. પણ તે ન જાણે એમ, અથવા તેની ખુશી ન છતાં, અપાઇ હતી, એમ અપવાદના લાભ માગનારે સાબીત કરવું જોઇએ. જ્યાં સુધી એ પ્રમાણે સાબીત ન થાએ, ત્યાં સુધી તે શિક્ષામાંથી બચી શકતો નથી.

કલમ ૮૬, ૮૭, ૮૮, ૮૯, ૯૦, ૯૧, ૯૨, અને ૯૩-માં બતાવેલ અપવાદો વિશે

કલમ ૮૬, ૮૭, ૮૮, ૮૯, ૯૦, ૯૧, ૯૨, અને ૯૩માં બતાવેલ અપવાદ હીંયાં આપી લંબાણ કરવાની જરૂર નથી. તે વિશે ઇન્ડીઅન પીનલ કોડ જોવો જોઇએ.

કલમ ૯૪માં બતાવેલ અપવાદ.

કલમ ૯૪માં એક જરૂરી બાબત ઉપરનો અપવાદ સમાવ્યો છે. કોઈ શખ્સને કાંઇ ડરને લીધે કાંઈ કામ કરવું પડે, જે કે ગુન્હો હોએ, તો તે બાબતમાં તેવા શખ્સની શું જવાબદારી છે? આ અપવાદ નીચે પ્રમાણે છે:—

"ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુન્હાઓને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે, તે ગુન્હાઓ શિવાએ, જે કાંઇ કોઇ શખ્સને કાંઈ ધમકીને લીધે કરવું પડે, અને તે ધમકી એવી હોએ કે જેથી, તે કામ કરતી વેળાએ, તે શખ્સના મનમાં કારણસર એવી દેહેશત પેદા થાએ કે જો હું એ કામ નહીં કરીશ, તો મ્હારૂં તાત્કાલીક મોત થશે, તો તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં; પણ તે કામ કરનાર શખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાલીક મોત કરતાં કાંઇ ઓછી હાનીની કારણસર દેહેસતથી, એવી હાલતમાં પોતે આવ્યો હોએ કે, તેથી તેહની ઉપર તે દાવ થયો હોએ, એમ ન થવું જોઇએ.

ખુલાસો ૧ લો—જે શખ્સ પોતાની ખુશીથી, અથવા મારવાની ધમકીના સબબથી, આ માણસો ડાકાઇટ છે એમ જાણીને, તે ડાકાઇટોની ટોળીમાં ભળે, અને પછી કાયદા મુજબ ગુન્હો હોએ, એહેવી કાંઈ વસ્તુ તેહેના સોબતીઓના જોરથી તેહેને કરવી પડે, તો તેહેને આ અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨ જો—કોઇ શખ્સને ડાકાઇટોની એક ટોળી પકડે, અને તેહેને તુરત મારી નાંખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુનોહ હોએ, એવી કાંઇ વસ્તુ

તેની પાસે કરાવે; જેમકે કોઇ લુવાર પાસે તેના હથીઆર લેવાડીને પોતે કોઇ ઘરમાં પેસીને તે લુટી લેવા સારૂ તે ઘરના બારણાં ઉઘડાવે, તો તેહને આ અપવાદનો ફાયદો મળી શકે છે."

આ કલમનો અર્થ ઘણો ઉંડો છે. એ ઉપરથી એમ જાણાશે કે ખુનના ગુન્હાને સારૂ, અને રાજ્ય વિરૂદ્ધ જે ગુન્હાઓને માટે દેહાંત શિક્ષા કાયદામાં ફરમાવી છે, તેવા ગુન્હાઓને સારૂ, આ અપવાદનો લાભ મળીજ શકતો નથી. એ શિવાએના ગુન્હાઓ સારૂ અપવાદનો લાભ મળે તેમાં કેટલીક શરતો છે. ૧—જે ધમકીને લીધે કૃત્ય કરવું પડયું હોએ તે એવી ધમકી હોવી જોઇએ કે તે કામ કરતી વેળાએ તે શખ્સના મનમાં કારણુસર તાત્કાલીક મોતની બીક ઊત્પન્ન થવી જોઇએ; અને ૨—તેવી સ્થીતિ તેને પોતાની ઇચ્છાથી પ્રાપ્ત થઇ હોવી ન જોઇએ; મતલબ કે તે સ્થીતિમાં પોતે પોતાની ગફલતથી આવ્યો ન હોવો જોઇએ.

અનુભવથી જોવામાં આવ્યું છે કે ઘણી વખતે સાક્ષીઓ પ્રતિજ્ઞા ઉપર ખોટી જુબાની આપે છે, અને પછી ધમકીથી, શીખવણીથી, કોઇના કહેવાથી, જુબાની તેવી આપી એમ બતાવે છે. ઉપર કલમનો ખુલાસો લખેલો છે, તેથી સ્પષ્ટ રીતે જણાશે કે તેવા કેસોને સારૂ આ અપવાદ છેજ નહીં.

કલમ ૯૫ માં લખેલ અપવાદ.

કલમ ૯૫ માં અપવાદ છે, તે એકે,—"કાંઇ વસ્તુથી કાંઇ હાની થાએ, અથવા કાંઇ હાની કરવાનો ઇરાદો કર્યો હોએ, અથવા કાંઇ હાની થશે એવો સંભવ જાણ્યામાં હોએ, પણ તે હાની એટલી જુજ હોએ કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઇ શખ્સ તે હાની બાબત ફરીઆદ કરે નહીં, તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે, એમ સમજવું નહીં."

આ કલમની મતલબ એવી છે કે કાયદા કરનારાઓએ ગુન્હાની વાખ્યા વિગેરે આપેલી છે, તેમાંના કેટલાકમાં શબ્દ રચના એવા પ્રકારની છે, કે શબ્દ રચના ઉપર વિચાર કરતાં અમુક કૃત્ય ગુન્હો ગણી શકાએ; પણ તેમ ગણવાની મતલબ તેઓની નહતી, કેમકે તે ગુન્હામાં થએલ હાની ફકત ઘણીજ જુજ અને સાધારણ સમજનો માણસ ફરીઆદ ન કરે તેવી હોએ છે. તેવાં કૃત્યોનો સમાસ કરવા સારૂ આ અપવાદ છે. પારકાના સાહીના ખડીઆમાં કલમ, તેની રજામંદી શિવાએ બોળવી, એ ચોરીની વાખ્યાના શબ્દ જોતાં, તેમાં આવી શકે છે, પણ તેવા પ્રકારના કૃત્યો ગુન્હામાં ગણવાના નથી, એવી મતલબ આ કલમની છે.

ખાનગી બચાવના હક વિશે. (કલમ ૯૬)

હવે કલમ ૯૬ થી તે ૧૦૬ સુધીની અંદર એક મોટી જાણવા જોગ બાબતનું વિવેચન છે. તે—"ખાનગી બચાવના હક"—એ વિષય ઉપર છે.

કલમ ૯૬ માં અપવાદ એવો બતાવ્યો છે કે,—
"ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુનોહ છે, એમ સમજવું નહીં."

એ પ્રમાણે કલમ ૯૬ માં બતાવ્યા પછી કોઇ પણ શખસને ખાનગી બચાવનો હક કેટલો છે, અને ક્યારે પ્રાપ્ત થાએ છે, તે વિશે જાણવાની અવસ્ય જરૂર છે. કલમ ૯૭માં હરેક શખ્સને ખાનગી બચાવનો હક કેટલો છે, તે નીચે પ્રમાણે બતાવ્યો છે.

"પેહેલો—શરીર સંબંધી કોઇ પણ ગુન્હાથી પોતાના અથવા બીજા કોઈ પણ શખ્સના શરીરનો બચાવ.

બીજો—ચોરી, અપહરણ, બિગાડ અથવા સાપ્રાધ પ્રવેશ, એ ગુન્હાના લક્ષણોમાં દાખલ થઇ શકે એવો ગુન્હો જે કામ હોએ, અથવા જે કામ ચોરી, અપહરણ, બીગાડ, અથવા સા-

પ્રાધ પ્રવેશ કરવાની કોશીશ હોએ તે, કામથી પોતાની અથવા બીજા કોઇ પણ શખ્સની સ્થાવર કે જંગમ મિલકતનો બચાવ."

ઉપર લખેલા ખાનગી બચાવનો હક નીચેની બાબતોમાં નથી એમ સમજવાનું છે.—(કલમ ૯૬)—

"પેહેલી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી, એવું કાંઈ કામ કોઈ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી સુબુદ્ધિએ અમલ કરતાં જો કરે, અથવા કરવાની કોશીસ કરે તો, પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોએ તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

બીજી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી સુબુદ્ધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઈ કરે, અથવા કરવાની કોશીશ કરે, તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોએ તોપણ, તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી—સરકારી અધિકારીઓનો આશરો માંગવા જવાની વેળા હોએ એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

ચોથી.—કોઇપણ બાબતમાં બચાવ કરવાના કારણસર કરવી જરૂર હોએ તે કર્તાં વધારે હાની કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાસો—૧લો—આ કામ કરનારો સરકારી નોકર છે એવું જે શખ્સ જાણતો નથી, અથવા એવું માનવાનું જેને કારણ નથી, તે શખ્સનો, તે સરકારી નોકર જે કામ કરે અથવા કરે-

વાની કોશીશ કરે તે કામથી, ખાનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો–૨જો–આ કામ કરનારો માણસ કોઇ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવું જે શખ્સ જાણુતો નથી અથવા એવું માનવાનું જેને કારણુ નથી, અથવા હું ફલાણા અખ્ત્યારથી એ કામ કરૂં છું એમ તે માણસ કહે નહીં, અથવા,–અગર તે અખ્ત્યાર લખેલો હોએ તો, માંગેથી તે અખ્ત્યાર બતાવે નહીં તો, તે શખ્સનો, તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશીસ કરે તે કામથી, ખાનગી બચાવનો હક જતો નથી."

વળી આ સાથે કલમ ૧૦૦માં બતાવ્યું છે કે,—

"જે ગુનાહ ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઈ પણુ પ્રકારનો હોએ, તો હુમલો કરનારને બુદ્ધિ પૂર્વક મોત અથવા બીજી કાંઇ પણુ હાની કરતા સુધી શરીરના ખાનગી બચાવનો હક પોહોંચે છે. ગુન્હાના પ્રકારો:—

પેહેલો.—જો બચાવનો હક એટલેસુધી અમલમાં ન લેવાએ, તો તેહનો પરિણામ મોત થશે, એહેવો કારણુસર ભય જેથી ઉત્પન્ન થાએ એહવો હુમલો.

બીજો.—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાએ, તો તેનો પરિણામ મહાવ્યથા થશે, એવો કારણુસર ભય જેથી ઉત્પન થાએ એહવો હુમલો.

ત્રીજો.—બલાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો.

ચોથો.—સૃષ્ટિક્રમ વિરૂધ્ધ મૈથુનેચ્છા પૂરણુ

કરવાના ઇરાદાથી હુમલો.

પાંચમો.—મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન કરવાના ઇરાદાથી હુમલો.

છઠ્ઠો.—કોઇ શખસને ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી હુમલો, અને તે એવી હાલતમાં હોએ કે તેથી પેલા શખ્સને કારણસર એવો ભય ઉત્પન્ન થાએ કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધીકારીઓને અરજ કરવાનું માહરાથી બની શકશે નહીં."

ઉપર બતાવેલ પ્રકારોમાંના કોઇ પ્રકારનો ગુનોહ જો ન હોય તો ખાનગી બચાવના હકનો અમલ કરતાં, મોત નીપજાવી શકવા અખ્ત્યાર રેહેતો નથી. પણ મોત શીવાએ બીજી કાંઈ હાની એવો હુમલો કરનારને થઇ શકે. (જુઓ કલમ ૧૦૧) પણ ઉપર કલમ ૯૯માં લખેલ હદો આ હકને લાગુ સમજવી.

હવે એક સવાલ ઘણી વખતે એવો ઉત્પન્ન થાય છે કે અમુક કૃત્ય બીજા કોઇએ કર્યું હોએ તો કાયદા પ્રમાણે ગુન્હો ગણાએ, અને એવું કામ કોઈ દીવાના શખ્સે, અગર નાહાના બાળકે કર્યું હોએ, તો તેવા કામમાં ખાનગી બચાવનો હક રહે છે કે કેમ? આ સવાલનો જવાબ કલમ ૯૮માં ચોખો છે, જેથી જણાશે કે અગર જો કાયદા પ્રમાણે આવાં કૃત્યો, દીવાનગીમાં અગર બુદ્ધીની કચાઇને લીધે, અગર નાના બાળકથી થવાથી કાયદેસર ગુન્હો ન ગણાએ, તોપણ તે જેમ કોઇ ડાહ્યા માણસે કર્યા હોએ, તેમ ગણી તે ઉપર ખાનગી બચાવ કરવાનો હક છેજ.

શરીરનો ખાનગી બચાવ કરવાનો હક કયારે શરૂ થાએ છે, એ સવાલનો જવાબ કલમ ૧૦૨ માં છે. એ ગુન્હો થશે એવી કારણસર બીક ઉત્પન્ન થાએ કે તુરત, ખાનગી બચાવનો હક શરૂ થાએ છે, અને તે

જોખમનો ડર જ્યાં સુધી રેહે, ત્યાં સુધી એ બચાવ-નો હક રેહે છે.

ઉપર બતાવેલ કાયદો શરીરના ખાનગી બચાવના હક વીશે છે. પણ કેટલીક હદમાં રહીને, મિલકતનો પણ ખાનગી બચાવનો હક દરેક માણસને છે. આ વિશે કલમ ૧૦૩ નીચે મુજબ છે.—

"જે ગુન્હો કરવા અથવા જેની કોશીશ કરવા ઉ-પરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે, તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્ર-કારનો હોએ, તો ગુન્હો કરનારને બુદ્ધિ પૂર્વક મોત અથવા બીજી કાંઈ પણ હાની કરતા સુધી મિલકતના ખાનગી બચાવનો હક પોહોંચે છે, પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

ગુન્હાનો પ્રકાર—.

પેહેલો—અપહરણ.

બીજો—રાતને વખતે ઘર ફોડવું.

ત્રીજો—કોઇ ઇમારત, તંબુ અથવા વાહાણ માણસના ઘર દાખલ વપરાતું હોએ, અથવા મિલકત રાખવાની જગા દાખલ વપરાતું હોએ, તે ઇમારત, તંબુ અથવા વાહાણપર આગથી બીગાડ કરવો.

ચોથો—ચોરી, બિગાડ, અથવા ગૃહ પ્રવેશ, ને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉત્પન્ન થાએ કે જો ખાનગી બચા-વનો તે હક અમલમાં નહીં લવાએ, તો તેહનો પરિણામ મોત અથવા મહાવ્યથા થશે."

હવે મિલકતનો ખાનગી બચાવનો હક કયારે શરૂ થાએ છે, અને કયાં સુધી જારી રેહે છે, તે વીશે ક-લમ ૧૦૫ માં નીચે મુજબ છે.—

"પેહેલી—જ્યારથી કાંઇ મિલકતને જોખમનો

કારણસર ભય ઉત્પન્ન થાએ, ત્યારથી તે મિલકતના ખાનગી બચાવનો હક શરૂ થાએ છે.

બીજી—ચોરીથી મિલકતના ખાનગી બચાવનો હક, મિલકત લઇને ગુન્હેગાર નાહાશી જાએ, અથવા સરકારી અધીકારીઓનો આશરો મળે, અથવા તે મિલકત પાછી હાથ લાગે, ત્યાં સુધી જારી રેહે છે.

ત્રીજી—અપહરણથી મિલકતના ખાનગી બચાવનો હક, જ્યાં સુધી ગુન્હેગાર કોઇ શખ્સને મોત, અથવા વ્યથા, અથવા ગેરવાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીસ કરે, અથવા જ્યાં સુધી તાત્કાલીક મોતનો અથવા તાત્કાલીક વ્યથાનો અથવા શરીર સંબંધી તાત્કાલીક અટકાવનો ભય જારી રેહે, ત્યાં સુધી જારી રેહે છે.

ચોથી—સાપ્રાધ પ્રવેશ અથવા બિગાડથી મિલકતના ખાનગી બચાવનો હક, જ્યાં સુધી ગુન્હેગાર સાપરાધ પ્રવેશ અથવા બીગાડ કરવામાં જારી રેહે ત્યાં સુધી જારી રેહે છે.

પાંચમી.—રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક, તે ઘર ફોડવાથી શરૂ થએલો ગૃહપ્રવેશ જયાં સુધી જારી રેહે, ત્યાં સુધી જારી રેહે છે."

વળી એટલું પણ યાદ રાખવું જોઇએ કે, ઉપર કલમ. ૧૦૩માં બતાવેલ પ્રકારોમાંના કોઇપણ પ્રકારની ચોરી, બીગાડ, અથવા સાપરાધ પ્રવેશ નહીં હોએ, એવા કોઇ ગુન્હા ઉપરથી અથવા કોશીસ ઉપરથી ખાનગી બચાવના હકનો અમલ કરવાનો વખત આવે, તો તેમાં મોત નીપજાવવાનો હક કાયદો આપતો નથી. પણ તેથી ઉતરતા દરજ્જાની કાંઇપણ હાની કરી શકાએ અને કલમ ૯૯માં લખેલી હદમાં રહીને આ

બચાવનો હક અમલમાં લાવી શકાશે. (જુઓ કલમ. ૧૦૪).

વળી, ખાનગી બચાવના હકના સંબંધમાં હજુ એક બીજી બાબત જાણવાજોગ એ છે કે, કોઈ માણસ ઉપર એવા પ્રકારનો હુમલો થયો કે જેથી તેનો જીવ જશે એવો ભય તેને વ્યાજબી રીતે થાએ, અને તે વખતે તે કાયદેસર રીતે પોતાના ખાનગી બચાવના હકનો અમલ કરતાં, ગુન્હેગાર શિવાએ બીજા નિરપરાધી માણસને નુકસાન કર્યા વગર રેહે નહીં, એવી સ્થીતિમાં આવી ગયો હોએ, તો પોતાનો ખાનગી બચાવ તે ગુન્હા સામે કરતાં, એ રીતે નિરપરાધી માણસને પણ કદી હાની થાએ, તો તેમ કરવા તેને કાયદાથી છુટ છે. (જુઓ—કલમ—૧૦૬.)

# ઇનડીઅન પીનલ કોડ.

## પ્રકરણ ૨ જું.

હીંદુસ્થાનના ફોજદારી કાયદામાં કલમ ૧૦૭થી તે ૧૨૦ સુધીમાં મદદગારી વિશે હકીકત આપેલી છે.

કલમ ૧૨૧થી તે ૧૩૦ સુધી રાજ વિરૂદ્ધ ગુન્હા સંબંધી હકીકત છે.

કલમ ૧૩૧થી તે ૧૪૦ સુધી જમીન તથા દરીઆઈ લશ્કરના સંબંધમાં ગુન્હા વિશે હકીકત છે.

આ ચોપડીમાં તે વિશે હકીગત આપેલ નથી. કેમકે વધારે લંબાણ થઇ જાએ, તેથી તે વિશે કાયદાનું પુસ્તક જોવું જોઇએ. હવે કલમ ૧૪૧થી તે ૧૬૦ લોકોની સમાધાની વિરૂદ્ધ ગુન્હા સંબંધી છે, ને તે-

માંથી કેટલોક ભાગ પોલીસે જાણવા જેવો હોઇને તે વિશે આ પ્રકરણમાં હકીગત આપેલ છે.

કાયદા વિરૂદ્ધ મંડળીની વ્યાખ્યા. (કલમ ૧૪૧.)

કાયદા વિરૂદ્ધ મંડળી એટલે,—

"જે પાંચ અથવા વધારે શખસોની એક મંડળી મળે, અને જે શખ્સો તે મંડળીમાં હોએ તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોએ, તો તે મંડળીને કાયદા વિરૂદ્ધ મંડળી કહેવી.

પેહેલો—હિંદુસ્થાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને અથવા, કોઇ પ્રેસીડેન્સીની સરકારને અથવા કોઇ લેફ્ટેનંટ ગવરનરને, અથવા પોતાના હોદ્દાનો કાંઇ કાયદેસર અખ્ત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને, સાપરાધ બળ કરીને, અથવા સાપરાધ બળ દેખાડીને ડરાવવો; અથવા,

બીજો—કાંઈ કાયદો કે કોઇ કાયદેસર હુકમ બજતાં હરકત કરવી; અથવા,

ત્રીજો— કાંઇ બિગાડ, અથવા સાપરાધ પ્રવેશ અથવા બીજો ગુન્હો કરવો; અથવા,

ચોથો.—કાંઈ શખ્સની ઉપર સાપરાધ બળ કરીને, અથવા તેને સાપરાધ બળ દેખાડીને, કાંઇ મિલકતનો કબજો લેવો અથવા મેળવવો. અથવા કોઇ શખ્સનો આવવા જવાનો હક, અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો કે નિરાકાર વસ્તુ સંબંધી હક તે શખ્સના કબજામાં કે ભોગવટામાં હોએ, તે તેહની પાસેથી લઈ લેવો, અથવા કાંઇ હક કે ધારેલો હક અમલમાં લાવવો; અથવા,

પાંચમો,—સાપરાધ બળ કરીને અથવા સાપરાધ બળ દેખાડીને, જે કામ કરવાની જે શખ્સની કાયદા પ્રમાણે ફરજ નહીં હોએ, તે કામ તે

શખ્સ પાસે કરાવવું, અથવા જે કરવાનો તેહ-
નો કાયદા પ્રમાણે હક હોએ તે કરવામાં તેની
પાસે કસુર કરાવવી.

ખુલાસો.—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોએ, તે પાછળથી કાયદા વિરૂધ્ધ મંડળી થઇ શકે."

હંગામાની વ્યાખ્યા. (કલમ ૧૪૬.)

હવે 'હંગામો' કોને કેહેવો તે વિશે કાયદામાં નીચે પ્રમાણે છે:—

"કોઇ કાયદા વિરૂધ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વિરૂધ્ધ મંડળી અથવા તેનો કોઇ અંગભુત, બળ અથવા જુલમ વાપરે, તો તે મંડળીના દરેક અંગભૂતે હંગામાનો ગુન્હો કર્યો એમ સમજવું."

ગેરકાયદે મંડળીના અંગભૂતને સજા. કલમ ૧૪૩.

ગેર કાયદે મંડળીનો જે માણસ અંગભૂત હોએ, તેને ૬ માસ કેદ, (સખ્ત અગર આસાન), અથવા દંડ, અથવા એ બેઉ શિક્ષા થઇ શકે છે.

કોને એવો અંગભૂત ગણવો, તે વિશે કલમ. ૧૪૨ જુઓ.

હંગામા બદલ સજા. કલમ ૧૪૭.

હંગામાના ગુન્હા બદલ બે વર્ષની કેદ, (સાદી અગર સખ્ત), અથવા દંડ, અથવા એ બન્ને સજા થઇ શકે છે.

હવે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂત હોવાનો ગુન્હો તથા હંગામો, એ બેઉમાં તફાવત શો છે તે નીચેના કોષ્ટકોથી સ્પષ્ટ સમજાશે.

જેને અનુભવ છે, તેને ખબર છે કે, કેટલાક કામોમાં એવા પ્રકારની હકીગત કોઇવાર જોવામાં આવે છે કે કાયદાની પુખ્ત સમજણ વગર તે કામમાં કયો ગુન્હો થયો છે,—ગેરકાયદે મંડળીના અંગભૂત હોવાનો કે હંગામાનો,—તે જોઇએ તેવું સમજાઇ શકતું નથી; અને એ બેઉ કલમો પોલીસને ઘણી જરૂરની છે.

કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂતના ગુન્હા વિશેનું કોટક.

| કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂત હોવાના ગુન્હામાં:— |
| --- |
| ૧. પાંચ અગર જાદે માણસ જોઇએ. |
| ૨. તેઓનો સામાન્ય હેતુ જોઇએ. |
| ૩. તે સામાન્ય હેતુ, કલમ ૧૪૧માં બતાવેલ પાંચ બાબતો પૈકી ગમે તે એક બાબત અગર વધારે બાબતો સંબંધી જોઇએ. |
| ૪. કોઇ મંડળી અમુક બાબતોને લીધે ગેરકાયદે છે, એવું જ્ઞાન જોઇએ. |
| ૫. ઇરાદા પૂર્વક એવું જ્ઞાન છતાં દાખલ થવું જોઇએ, અથવા સામેલ રેહેવું જોઇએ. |

હંગામાના ગુન્હા વિશેનું કોટક.

| હંગામાના ગુન્હામાં:— |
| --- |
| ૧. પાંચ અગર જાદે માણસ જોઇએ. |
| ૨. તેઓનો સામાન્ય હેતુ જોઇએ. |
| ૩. તે સામાન્ય હેતુ કલમ ૧૪૧માં બતાવેલ પાંચ બાબતો પૈકી હોવો જોઇએ. |
| ૪. તે ગેરકાયદે મંડળીએ, અગર તે પૈકીના ગમે તે કોઈએ, એવી મંડળીના સામાન્ય હેતુ પાર પાડવાને બળ અગર જુલમ વાપરવું જોઇએ. |

ટુંકામાં કહીએ તો સામાન્ય હેતુ પાર પાડવામાં, તે ગેરકાયદે મંડળીએ, અગર તે પૈકી કોઇપણ અંગભૂતે, જ્યાં સુધી બળ અગર જુલમ વાપર્યો નથી, ત્યાં સુધી હંગામાનો ગુન્હો નથી; પણ બળ અગર જુલમ વાપરવામાં આવે, કે હંગામો થઈ ચુક્યો.

હંગામાના ગુન્હામાં—કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂત હોવાનો ગુન્હો આવી જાએ છે. તેથી એક માણસને એ બેહુ ગુન્હાનો તકસીરવાર ઠરાવી શકાતો નથી. એટલે એમ સમજવાનું નથી કે બેહુ ગુન્હાઓ

એકજ મહત્વના છે. એથી ઉલટું હંગામાનો ગુન્હો મ્હોટો છે, ને તેને સારૂ સજા પણ વધારે છે. પણ હંગામાનો ચારજ કાયદા પ્રમાણે કોઇ ઉપર રહી શકતો હોએ, તો તે ઉપરાંત કલમ ૧૪૨ પ્રમાણે ગેરકાયદે મંડળીના અંગભૂત હોવાનો ચારજ મુકાએ નહીં.

બખેડો. (કલમ ૧૫૯. વાખ્યા.)

આવીજ જાતનો એક બીજો ગુન્હો જેને "બખેડો" કહે છે, તે છે. નીચે પ્રમાણે બાબતો હોએ તોજ બખેડાનો ગુન્હો થાએઃ—

૧—ગુન્હો કરનાર શખ્સોની સંખ્યા બે અથવા વધારે જોઇએ,

૨—જગો જાહેર જોઇએ,

૩—મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરવી જોઇએ.

બખેડાની સજા. (કલમ ૧૬૦.)

ઉપર પ્રમાણે હોએ તો તે ગુન્હો બખેડો સમજવો. અને કાયદા પ્રમાણે તેને બેમાંથી ગમે તે પ્રકારની એક માસની કેદ, અગર સો રૂપીઆ સુધી દંડ, અગર બેઉ થઇ શકે છે.

ઈગ્લાંડમાં હંગામા વિશે કાયદા.

નામદાર અલાહબાદ હાઈકોરટે કવીન એમપ્રેસ–વિરૂદ્ધ–બીશેશરના કેસમાં (વાલ્યુમ ૯. અલાહબાદ પાને ૬૪૫) આપેલા ફેસલામાં જણાવ્યું છે કે,—

"ઈગ્લાડના કાયદા પ્રમાણે હંગામાનો ગુન્હો થવામાં, ત્રણ અથવા વધારે માણસની મંડળી ભેગી થવી જોઇએ, અને ખરેખરાં બળ અગર જુલમ, અગર કમમાં કમ તેમ કરવાની દેખઇતી મનોવૃત્તિ, અગર એવી કાંઇ હકીગત જોઇએ કે જેથી લોકોના મનમાં બીક ઉત્પન્ન થયા વગર રેહે નહીં. નામદાર રાણીજીની રૈયત પૈકી કોઇને પણ બીક લાગી હોએ, તો વાસ્તવિક રીતે, બસ છે."

એનાજ સંબંધમાં ક્રીમીનલ પ્રોસીજર કોડની ક-

ગતી કલમો જાણવી જોઇએ.

ક્રીમીનલ પ્રોસીજર કોડ-માં ગેરકાયદે મંડળી વિશેની કલમોનો ટુંક સાર.

ગેરકાયદે મંડળીના સંબંધમાં ક્રીમીનલ પ્રોસીજર કોડના—પ્રકરણ ૯ માં હકીગત આપેલ છે, તેનો સંક્ષેપ સાર નીચે પ્રમાણે છેઃ—

એવી ગેરકાયદે મંડળીને છુટા પડી જવાને એટલે વીખરાઈ જવાને હુકમ કરવાને હર કોઇ માજીસ્ટ્રેટ, અગર પોલીસ સ્ટેશનના ઈનચારજ અમલદાર, મુખ્ત્યાર છે. અને વીખરાએ નહીં તો હર કોઇ માણસની મદદ એ અમલદારો માંગી શકે, ને તેવી મદદ આપવા દરેક માણસ કાયદા પ્રમાણે બંધાએલો છે. તેમ છતાં પણ નજ વીખરાએ, ને જો લોકોની સમાવાની ખાતર તેને વીખેરવાની જરૂર હોએ, તો મ્હોટામાં મોટી પદવીનો જે માજીસ્ટ્રેટ હાજર હોએ, તે લસ્કરી બળથી વીખેરી શકે. લસ્કરના અમલદારે તેવા માજીસ્ટ્રેટની માગણી સ્વિકારીને ઘટીત પ્રમાણે અમલ કરવો. પણ એ મંડળી વીખેરવામાં, તેના અગ્રેસરોને પકડવામાં વીગેરેમાં જાન તથા માલને જેમ થોડું નુકસાન થાએ તેમ, તથા જેમ થોડું બળ વાપરવું પડે તેમ કરવું.

ઉપર પ્રમાણે માજીસ્ટ્રેટ ન હોએ તો, અને લોકોની સલામતીમાં એવી કોઈ ગેરકાયદે મંડળીથી દેખીતી બીક રેહેતી હોએ, તો લશ્કરના "કમીશન્ડ હાફીસર" વિખેરી શકે. પણ તે દરમ્યાન, ઉપર બતાવેલ માજીસ્ટ્રેટ પાસેથી સૂચના મેળવી શકાએ એમ બની શકે, તો તેમ કરવું, ને તે સૂચના પ્રમાણે ચાલવું. કોઈ ક્રીમીનલ કોરટમાં, એ પ્રકરણ પ્રમાણે કરેલ કોઇ પણ કૃત્ય બદલ, કોઇ પણ માજીસ્ટ્રેટ, પોલીસ અગર મીલીટરી હાફીસર અગર કોઇ સોલજર

અગર વાલંટીયર વિરૂદ્ધ કામ ચાલવામાં પેસ્તર નામદાર ગવર્નર જનરલ ઈન કાઉન્સીલની મંજુ-રીની જરૂર છે. તે વગર કામ ચાલી શકે નહીં. (વિગત વાર ખુલાસા માટે ક્રીમીનલ પ્રોસીજ-રની કલમ ૧૨૭, ૧૨૮, ૧૨૯, ૧૩૦, ૧૩૧, તથા ૧૩૨ જુઓ.)

લોકોની સમાધાની વિરૂદ્ધના બીજા ગુન્હાઓ લિંગા આપવાની જરૂર ન જાણી આપ્યા નથી. તેથી વધા-રે હકીગત સારૂ કાયદો જોવો જોઇએ.

સરકારી નોકરોના અથવા તેઓ સંબંધી ગુન્હા.

કલમ ૧૬૧ થી તે ૧૭૧ માં બતાવેલ ગુન્હાઓ સ-રકારી નોકરોના અથવા તેઓ સંબંધી છે. તેમાં બી-જા ગુન્હાઓ વિશે હીંયાં લખવાની જરૂર નથી. ફક્ત એટલુંજ યાદ રાખવું પોલીસને જરૂરનું છે કે તેમાં ૧૭૦મી કલમ સરકારી નોકરનો વેષ લેવા સંબંધી ગુન્હા બદલ છે. તથા ૧૭૧મી કલમ, કોઇ સરકારી નોકર જેવો પોષાક પેહેરતો હોએ અથવા જેવી નિ-શાની સાથે રાખતો હોએ, તેજ પ્રમાણે દગલબાજીના ઈરાદાથી રાખવા સંબંધી ગુન્હા બદલ છે.

સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર સંબંધી.

કલમ ૧૭૨ થી તે ૧૯૦માં સરકારી નોકરોના કાયદે-સર અખત્યારના તિરસ્કાર સંબંધી ગુન્હાઓ છે. સરકારી અમલદારને પોતાના અખત્યારનું કામ કરતાં કાંઈ હરકત, અટકાવ વિગેરે થાએ, તો તેવા હરકત, અટકાવ, કર-નારની કાયદાએ શું જવાબદારી ઠેરાવી છે, તે એ કલમોમાં છે. લંબાણથી આપવાની અગત્ય નથી, તેથી નીચેના કોષ્ટક ઉપર ધ્યાન આપવાથી, તેમાં જોઇતી ખબર મળી આવશે.

**નોટ—**દરેક કલમ સામે ગુન્હાનું ટુંકું રૂપ બતાવ્યું છે. ને પોલીસે જાણવા જોગ બાબતો જ્યાં આવેલી છે, ત્યાં ચિન્હ મુકી, કોષ્ટક હેઠે જરૂર જોગ સમજુત આપેલી છે.

| કાયદાની કલમ. | તે શું ગુન્હા બદલની છે, તે વિશે સમજુતી વિગેરે. |
|---|---|
| ૧૭૨. | કોઇ સરકારી નોકરને સમન્સ, નોટીસ અગર કાંઇ હુકમ કાહાડવાનો કાયદેસર અખ્ત્યાર હઇને કાહાડે, ને તેની બજાવણી પોતા ઉપર નહીં થાએ, માટે નાસી જવાનો ગુન્હો કરે, તેને આ કલમ લાગુ પડે છે, |
| ૧૭૩. | ઉપર પ્રમાણેનો કાહાડેલ સમન્સ, નોટીસ કે હુકમ પોહોંચતાં અટકાવે, અગર તે જાહેર થતો અટકાવવાનો ગુન્હો થાએ તેને આ કલમ લાગુ છે. |
| ૧૭૪. | સમન્સ, નોટીસ, હુકમ, અગર જાહેરનામું કાહાડવા કોઇ સરકારી નોકરને અખ્ત્યાર હઇને કાહાડે, તે હુકમ પ્રમાણે હાજર ન થવાના ગુન્હા બદલ આ કલમ લાગુ છે. |
| ૧૭૫. | લેખ હાજર કરવાની ફરજ કાયદેસર રીતે જે માણસને છે, તે કોઇ સરકારી નોકર આગળ હાજર ન કરે, તેને આ કલમ લાગુ છે. |
| ૧૭૬. | કોઇ શખ્સ કોઈ સરકારી નોકરને કાંઇ ખબર આપવા બંધાએલ છતાં, તેમ ન આપે, તેને આ કલમ લાગુ છે. |
| ૧૭૭. | કોઇ ખબર આપવા બંધાએલ શખ્સ, સરકારી નોકરને ખોટી ખબર આપે તેને આ કલમ લાગુ છે. |
| ૧૭૮. | અખ્ત્યારવાળો કોઇ સરકારી નોકર કાયદા મુજબ કસમ ખાવાનું કહે, તે પ્રમાણે નહીં કરવાના ગુન્હા બદલ આ કલમ છે. |
| ૧૭૯. | જે સરકારી નોકરને કાયદે મુજબ સવાલ પુછવાની સત્તા છે, તેના સવાલના જવાબ નહીં આપવાના ગુન્હા બદલ, આ કલમ |

છે. પોલીસ અખ્ત્યારી ગુન્હાની તપાસ પોલીસ કરતી હોએ, તે વખતે સાહેદીઓને સવાલો પુછતાં કોઇ વખતે કોઇ સાક્ષી જવાબ ન દે તો તેને આ કલમ લાગુ છે.

* ૧૮૦. પોતાની જુબાની ઉપર સહી કરવાની ના કહે, તેને આ કલમ લાગુ છે. (વધારે વિગત માટે નીચેની સમજુતી વાંચો.)

૧૮૧. કોઇ સરકારી નોકરને સોગંદ દેવાનો કાયદે મુજબ અખ્ત્યાર હોએ, ને તેવા અમલદાર આગળ સોગંદ ખાઇ જુઠી હકીકત કહેવા બદલ આ કલમ છે.

‡ ૧૮૨. કોઇ સરકારી નોકરને ખોટી ખબર આપવી, તે એવા ઇરાદાથી કે તેનો કાયદેસર અખ્ત્યાર વાપરી, તે બીજા શખ્સને નુકસાન કરે, તેને આ કલમ લાગુ છે. (વધારે વિગત માટે નીચેની સમજુતી વાંચો.)

૧૮૩. મીલકતની જપતી કોઇ સરકારી નોકરના કાયદેસર અખ્ત્યારથી થતી હોએ તેમાં સામા થવા બદલ, આ કલમ છે.

૧૮૪. કોઇ સરકારી નોકરના અખ્ત્યારથી વેચવા કાહાડેલી મીલકતના વેચાણમાં હરકત કરવી, તેને આ કલમ લાગુ છે.

૧૮૫. કોઈ સરકારી નોકરના અખ્ત્યારથી વેચવા કાહાડેલી મીલકતની કાયદા વિરૂધ્ધ ખરીદી અથવા માંગણી, ને આ કલમ લાગુ છે.

૧૮૬. સરકારી કામ કરવામાં, કોઇ સરકારી નોકરને અડચણ કરવાના ગુન્હાને આ કલમ લાગુ છે.

૧૮૭. કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઈ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવા બદલના ગુન્હા સારૂ આ કલમ છે.

કલમ ૧૮૮. કોઇ સરકારી નોકરે કાયદા મુજબ કાંઇ હુકમ કર્યો હોય, તે નહીં માનવાના ગુન્હા બદલ આ કલમ છે. (જુઓ સમજુતી.)

૧૮૯. કોઇ સરકારી નોકરને નુકસાન કરવાનો ડર દેખાડવાના ગુન્હા બદલ આ કલમછે.

૧૯૦. કોઈ સરકારી નોકરની પાસે આસરો માંગવાની અરજી કરવાથી દૂર રેહેવાને કોઇ શખ્સને લલચાવવા સારૂ તેહેને નુકસાન કરવાનો ડર દેખાડવાના ગુન્હા બદલ આ કલમ લાગુ છે.

---

ઉપર આપેલી ટીપથી ટુંકામાં હકીગત સમજી શકાશે; અને જાદે જાણવા જેવી હકીગત આપેલી છે, તે પણ ઉપયોગી થઇ પડશેઃ—

કલમ ૧૮૦ ઉપર સમજુતી.

*કલમ ૧૮૦.—પોતાની જુબાની ઉપરસહી કરવાની ના કહે, તેને આ કલમ લાગુ છે. ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૬૦, ૧૬૧ તથા ૧૬૨ આ સંબંધમાં વાંચવી જોઇએ. પોલીસ અખત્યારી ગુન્હાની તપાસ વખતે તે હકીગતની માહીતીવાળા હરકોઇ શખ્સને લેખી હુકમથી કોઈ પોલીસ અમલદાર કલમ ૧૬૦, ક્રી. પ્રો. કોડ પ્રમાણે બોલાવી શકે છે; ને તે આવવાને બંધાએલ છે. ન આવે તો ઈં. પી. કોડની કલમ ૧૭૪ પ્રમાણે તે શિક્ષાને પાત્ર છે. એવા બોલાવેલ કોઇ માણસને તે પોલીસ અમલદારે હકીગત પુછી, તેની આપેલી જુબાની લખી લેવા તે ક્રી. પ્રો. કોડની કલમ ૧૬૧ પ્રમાણે મુખત્યાર છે. એવો દરેક શખ્સ પોતે ગુન્હેગાર ઠરે તેવા સવાલ શિવાએ, બીજા સવાલોના જવાબમાં સાચી હકીગત જાહેર કરવા બંધાએલ છે. પણ એજ કાયદાની કલમ ૧૬૨ પ્રમાણે એવી લીધેલી કોઇ પણ જુબાની ઉપર, સાક્ષીએ સ-

હી કરવાની જરૂર નથી. તેથી તેને આ કલમ ૧૮૦ લાગુ નથી. કોઇ તોહોમતદારને કોરટે સવાલ પુછ્યા હોએ, ને તેણે જુબાની આપી હોએ, તે જુબાની ઉપર સહી કરવાની ના કહે, તો તેથી તે, કલમ ૧૮૦ પ્રમાણે સજાને પાત્ર થતો નથી. જુઓ નામદાર મુંબઇ હાઈ કોર્ટનો ફેસલો.—ઇમ્પરેટ્રીક્સ,—વિરૂદ્ધ રીરસાપા. (ઇંડીઅન લા. રીપોર્ટ. વાલ્યુમ ૪થું. પાનું ૧૬.) વધારે માટે જુઓ,—ક્રીમીનલ પ્રોસીજર કોડનો વિશય આ ચોપડીમાં.

કલમ ૧૮૨ ઉપર સમજુતી.

‡ કલમ ૧૮૨ એ બહુ જરૂરની કલમ છે, ને તે પોલીસને ઘણીજ ઉપયોગી છે. પોલીસ અખ્ત્યારી ગુન્હાઓની ફરીઆદીઓ પોલીસ આગળ થાએ છે, તેમાં કેટલીક ખરી થાએ છે, ને કેટલીક ખોટી થાએ છે,-તે હકીગતની ભૂલથી ખોટી હોએ, અગર ઇરાદાપૂર્વક કોઇને નુકસાન અગર હાની પોહોંચાડવા સારૂ ખોટી કરેલી હોએ છે. જેને કામનો લાંબો અનુભવ છે, તેવા પોલીસ અમલદારને સારી રીતે ખબર હોએ છે કે ઇરાદાપૂર્વક ખોટી ફરીઆદ કરવામાં ઘણાં પ્રકારો હોએ છે. અદેખાઇને લીધે કોઇને પૈસાની અગર આબરૂની હાની પોહોંચાડવાના કારણસર, દૂશ્મનાઇથી, અગર વૈરભાવથી, દીવાની અગર રેવીન્યુ કામમાં ફાવી જવા સારૂ, અગર દાખલા દેવાના કામમાં આવે તે સારૂ તાણી તુસીને ફોજદારી રૂપ આપેલ ફરીઆદ, ભાગ લાગની હકીગત છતાં કરેલી ફોજદારી ફરીઆદ, દેવાળું કાહાડવાથી માંગનારાઓ ને સમજાવવા અગર જવાબ દેવાનો મળે તે સારૂ કરેલી ખોટી ચોરીની અગર એવી ફરીઆદ, ગીરવી અગર એવી હકીગત વખતે સવડ પ્રમાણે ખુલાસો કરી શકાએ, તે સારૂ કરેલ ખોટી ફરીઆદ, એમ અનેક તરેહથી ખોટી ફરીઆદો વખતો વખત કરવામાં

આવે છે. અને કેટલીક વાર ઘણી તપાસ કર્યા પછી ખબર પડે છે કે ફરીઆદ જુઠી છે. એવી ખોટી ફ-રીઆદીથી અમલદારોનો નકામો વખત જાએ છે, એ-ટલુંજ નહીં, પણ બીજાઓને ઘણી વખતે કારણ વ-ગર હરેકત થાએ છે. તેમજ ગુન્હાની સંખ્યા ખોટી રીતે વધેલી દેખાએ છે. અને એ ખોટા રીવાજ બં-ધ કરવાની બાબતમાં આ કલમ ૧૮૨ છે. પણ કલ-મના શબ્દ ઉપર વિચારકરવા જોઇએ. એ કલમ નીચે પ્રમાણે છેઃ—

"કોઇ સરકારી નોકરથી પોતાના સરકારી હોદ્દા-નો કાયદેસર અખ્ત્યાર વાપરતાં કોઇ શખ્સને નુક-સાન અથવા દુઃખ થાએ, અથવા સાચે સાચી હકી-ગત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોએ તો જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઇએ, અથ-વા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ, તે વસ્તુ તે કરે, અથવા તે કરવામાં તે કસુર કરે, એહેવા ઇરાદાથી અથવા તે એમ કરશે એવો સંભવ છે એ-વું જાણ્યાં છતાં, જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબરને ખોટી જાણતો હોએ, અથવા ખોટી મા-નતો હોએ એવી કાંઈ ખબર આપે, તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કે-દની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અ-થવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે."

એટલું યાદ રાખવું જોઇએ કે જ્યારે અમુક કામ માં ગુન્હો થયો નથી એમ ઠરાવી તે કામ ગુન્હા ર-જીસ્ટરમાંથી કમી કરવાને માજીસ્ટ્રેટ પરવાનગી આપે છે, ત્યારે તેવાં કમી કરેલ દરેક કામના ફરીઆદીએ ખોટી ફરીઆદ કરી છે, એમ માની તેના ઉપર ઉપલી કલ-મને આધારે કામ ચલાવવાનું નથી. જે હકીગત અ-ગર ખબર ખોટી છે એમ તે જાણતો હોએ, તે છતાં

કોઇ ફરીઆદી કોઈ "કાગ્નીઝેબલ" એટલે પોલીસ અખ્ત્યારી ગુન્હાની ફરીઆદ કરે, અને તે એવા ઇરાદાથી કે પોતાના અખ્ત્યારની રૂઈએ તે કોઈ માણસ વિરૂદ્ધ પગલાં ભરે વિગેરે, તો તેવી જાણી બુઝીને કરેલ, તથા બીજાને નુકસાન થાએ એવા ઇરાદાથી થએલી ફરીઆદ હોએ, તે બદલ આ કલમ પ્રમાણે કામ ચાલી શકે છે.

કલમ ૧૮૨ તથા ૨૧૧ વચ્ચે મુકાબલો તથા તફાવત.

એને મળતી, અને દેખીતી લગભગ સરખી એક બીજી કલમ છે, તે ઈ. પી. કોડની કલમ ૨૧૧ છે. પણ તે બેહુ એક અર્થવાળી કલમ નથી; તેમાં તફાવત છે. આ વિશે નામદાર હાઇ કોરટોના ફેસલા ઘણા થએલા છે. તે તમામ હીંયાં આપવાથી લંબાણ થઇ જાએ, અને તે આ ચોપડીનો હેતુ નથી. જરૂર જોગ ટીકા નિચે આપી છે. પણ ટુંકામાં એટલુંજ જાણવું જોઇએ કે,—

(૧) કલમ ૨૧૧ મ્હોટી છે, એટલે કે સખ્ત સજા સારૂ તે કલમ છે.

(૨) કલમ ૧૮૨ ન્હાની છે, એટલે કે કલમ ૨૧૧ કરતાં ઓછી સજાને સારૂ આ કલમ છે.

(૩) કલમ ૧૮૨ નો કલમ ૨૧૧ માં સમાસ થઇ જાએ છે.

(૪) માજીસ્ટ્રેટ આગળ ફરીઆદ અપાઈ હોએ, અગર કાંઇ કામ તે કોરટમાં શરૂ થયું હોએ, ને પછી ફરીયાદી ઇરાદાપૂર્વક જુઠી કરવામાં આવેલ છે વિગેરે જણાએ છે, ત્યારે સામાન્ય નિયમ એવો છે કે કલમ ૨૧૧ પ્રમાણેજ કામ ચલાવવા સાંકશન અપાએ છે. તેવે વખ્તે ૧૮૨ પ્રમાણે કામ ચલાવવામાં આવતું નથી.

(૫) પોલીસની આગળ ખોટી ફરીયાદ કરી હોએ, તો તે ફરીયાદ ઇરાદા પૂર્વક જુઠી કરી છે એમ જ-

ણાએ તો ઘણું કરી તે ખોટી ફરીઆદ કરનાર ઉપર કલમ ૧૮૨ પ્રમાણે કામ ચલાવવામાં આવે છે.

(૬) ઉપર પ્રમાણે ફરીયાદ જુદી ઠરેથી કામ ચલાવવાનું તે ૧૮૨ પ્રમાણે નહી,—ને કલમ ૨૧૧ ના પેહેલા ભાગ પ્રમાણે ચલાવવામાં આવે તો ખોટું નથી. તેમ પણ ચાલી શકે છે.

કલમ ૧૮૨ તથા ૨૧૧ ઉપર થએલ ફેસલાઓ માંના અગત્યના ફેસલાઓ તથા તેમાં થી જાણવા જોગ હકીકત.

કલમ ૧૮૨ પ્રમાણે કામ ચલાવતાં અવલ પોલીસ ખાતાના ઉપરાનું સાંકશન મેળવવુ જોઇએ.

જુઓ કલકત્તા હાઈ કોરટનો ફેસલો. ખોકનીરામ—વિરૂદ્ધ—હીરા કોલીટા. વાલ્યુમ પાંચ. પાને ૧૮૫. તેમાં નામદાર જડજોએ ઠરાવ્યું છે કેઃ—

"પેહેલા સવાલના સંબંધમાં, કલમ ૨૧૧માં બતાવેલ ગુન્હામાં, કલમ ૧૮૨માં બતાવેલા ગુન્હાનો સમાસ થઇ જાએ છે. અને આવી તરેહના કેસમાં બેમાંથી ગમે તે કલમ પ્રમાણે કામ ચલાવવા હરકત ન હતી; અગર જો, એમ હોઈ શકે કે વધારે મ્હોટા પ્રકારના કામમાં કલમ ૨૧૧ પ્રમાણે કામ ચલાવવું બરાબર છે."

બીજો ફેસલો જાણવા જોગ કલકત્તાની હાઇ કોરટે કરેલો, કવીન એમ્પ્રેસ,—વિરૂદ્ધ—કરીમબક્ષનો છે. જુઓ ૧૪મું વાલ્યુમ, કલકત્તા સીરીઝ પાનું ૬૩૩. કોરટનો ફેસલો આપતાં નામદાર ચીફ જસટીસ સર કોમર પેથેરામે ટીકા કરી છે, તેની મતલબ એવી છે કે કોઇ શખ્સે ઇરાદા પૂર્વક ખોટી ફરીઆદ પોલીસ આગળ કરી હોએ, ને તે બદલ તેના ઉપર કામ ચાલવાનું હોએ, તો કલમ ૨૧૧ના પ્રથમ ભાગ પ્રમાણે સજા થઇ શકે છે. વધારે એમ પણ જણાવ્યું છે કે કલમ ૨૧૧માં પેહેલા ભાગ તથા બીજા ભાગ વચે તફાવત છે. "ફક્ત ખોટો આરોપ મુકવો,"—અને—"ફોજદારી પગલાં ભરવાં,"—એ બેમાં ફેર છે. અને "ફક્ત ખોટો આ-

રોપ મુકવો" એને સારૂ કલમ ૨૧૧નો પેહેલો પારેગ્રા-ફ લાગુ છે. "ફોજદારી પગલાં ભરવાં"–એટલે કોઇ કોરટમાં ભરવાં એવા અર્થમાં, પગલાં ભરાયાં હોએ, તો તેને સારૂ કલમ ૨૧૧નો પાછળનો ભાગ લાગુ પ-ડે છે. આ જગ્યાએ જણાવવું જોઇએ કે કલમ ૨૧૧ના બેહુ ભાગની સજામાં ફેર છે, તે ઉપર કલમ આપી છે, તેથી જણાશે. એજ કેસમાં અલાહબાદની નામદા-ર હાઇ કોરટોના ફેસલાની શાહદત તોહોમતદાર ક-રીમબક્ષ તરફથી અપાઈ હતી. તે ફેસલા, એમપ્રેસ ઓફ ઇનડીઆ,—વિરૂદ્ધ—પીતાંબરરાએ, તથા એમ-પ્રેસ, વિરૂદ્ધ—પરહુ–ના હતા. જુઓ ઇન્ડીઅન લા રીપોર્ટ, અલાહબાદ સીરીઝ, વાલ્યુમ પાંચ, પાનું ૨૧૫ તથા પાનું ૫૯૮.

વળી કલકત્તા સીરીઝમાં ક્વીન એમપ્રેસ, વિરૂદ્ધ શા-મલાલનો કેસ, વાલ્યુમ ૧૪, પાને ૭૦૭મે છે, તે વાં-ચવા જેવો છે.

કલમ ૧૮૨નો અર્થ વધારે સમજાવનારો એક અગ-ત્યનો ફેસલો નામદાર મુંબઇ હાઇકોર્ટનો, ક્વીન એ-મપ્રેસ,–વિરૂધ્ધ,— ગણેશ ખંડેરાવ અને ગણેશ દો-લત,—નો છે. જુઓ, વાલ્યુમ ૧૩ મુંબઇ સીરીઝ, પાનું ૫૦૬. એમાં હકીગત એવી હતી કે તોહોમત-દાર ગણેશ દોલત નામનો શખ્સ ૧૮૮૬ના અકટો-બરની વરનાકયુલર છઠ્ઠા સ્ટાનડર્ડની પરિક્ષા અહમદન-ગર ખાતે થઇ, તેમાં બેસી પાસ થઇ, તોહોમતદાર ગણેશ ખંડેરાવના નામનું સરટીફીકટ મેળવ્યું. ગણેશ ખંડેરાવે એક અરજી કરી, તે સાથે એ સરટીફીકેટ સામેલ કરીને ત્યાંના આસીસટન્ટ કલેકટર સાહેબને અરજી કરી નોકરીને સારૂ ઉમેદવાર તરીકે નામ નો-ધાવ્યું. એ કામમાં કલમ ૧૮૨ પ્રમાણે ગુન્હો થયો છે એમ નામદાર હાઇ કોરટે ઠરાવ્યું હતું.

વળી કલકત્તા હાઈ કોરટનો ફેસલો, રસીકલાલ મ-લીકના કેસમાં, વાંચવા જેવો છે. જુઓ કલકત્તા લા રીપોર્ટ વાલ્યુમ ૭, પાનું ૩૯૨.

વળી જુઓ ઇં. લો. રીપોર્ટ મુંબઈ સીરીઝ, વાલ્યુમ ૭, પાનું ૧૮૪, એમપ્રેસ,—વિરૂદ્ધ—અરજુન.

એ શીવાએ બીજા ઘણાક ફેસલાઓ જોવા જેવા છે. તે વિશે અસલ રીપોર્ટો જોવાથી હકીગત જણાઈ આવશે.

કલમ ૧૮૨ના સંબંધમાં ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૯૫નો સંબંધ. સરકારી નોકરે ફરી-આદ માંડવાની અ-ગર સાંકશન આ-પવાની જરૂર.

આ કલમના સંબંધમાં ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૫ વાંચવી જોઇએ. તેમાં બતાવ્યું છે કે હીં. ફો. કાયદાની કલમ ૧૭૨ થી તે ૧૮૮ સુધીની કોઇ પણ કલમ પ્રમાણે કામ ચાલવાની અગાઉ, જે સરકારી નોકર તેમાં સંબંધ ધરાવતો હોએ, તેની ફરીઆદ, અગર સાંકશન, અથવા તેના ઉપરી તરફથી,—જરૂર જોઇએ. તે વગર કોઇ કોરટને એ ગુન્હો સાંભળવા અખ્ત્યાર નથી એમ કાયદો છે.

કલમ ૧૮૮ ઉપર સમ-જુતી.

*** કલમ ૧૮૮ માં જે ગુન્હાનો સમાસ થાએ છે, તે એવા ગુન્હાઓ, કે જેમાં અખ્ત્યારી અમલ-દારોએ કાયદાસર કીધેલા હુકમો જાહેર કર્યા છતાં તે માન્ય નહીં કરવામાં આવે, તેને સારૂ આ કલમ છે. આ કલમ ઘણી અગત્યની છે. પોલીસ આકટથી પ્રાપ્ત થએલા અખ્ત્યારની રૂઇએ, માજીસ્ટ્રેટ જે હુ-કમો જાહેરનામાં વિગેરે કાહાડે છે, તેના અપમાન બ-દલ પણ આ કલમ લાગુ પડી શકે છે.

ડીસટ્રીકટ માજીસ્ટ્રેટ, પેટા હુકડી માજીસ્ટ્રેટ, બી-જા માજીસ્ટ્રેટો તથા અમલદારોને જાહેરનામાં કાહા-ડવાના હક કેવી બાબતોમાં છે, તે વિશેની જરૂર જોગ હકીગત આ ચોપડીના ક્રી. પ્રો. કોડના પ્રકરણમાં, તે-મજ પોલીસ આકટના પ્રકરણમાં આપવામાં આવેલ છે, તે જોવાં જોઇએ.

# ઇનડીઅન પીનલ કોડ.

## પ્રકરણ ૩ જું.

આ પ્રકરણમાં ખોટા પૂરાવા તથા ઇનસાફ વિરૂદ્ધ ગુન્હાઓ પૈકી પોલીસને જાણવા જોગ ટુંકમાં હકીગત આપી છે.

ખોટો પુરાવો એટલે શું? તેની વાખ્યા. કલમ ૧૯૧.

ખોટો પૂરાવો આપવો એટલે શું, તે વિશે વાખ્યા, કલમ ૧૯૧ માં આપેલી છે, તે નિચે પ્રમાણે છે:—

"કાંઈ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચું બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાએલો હોએ, અથવા કાંઇ પણ બાબત સંબંધી કાંઇ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોએ, તે માણસ એવી કાંઈ વાત કહે કે ખોટી હોએ, ને જે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોએ, અથવા ખરી છે એમ તે ન માનતો હોએ, તો તે માણસે ખોટી સાહેદી આપી એમ સમજવું.

ખુલાસો પેહેલો—કાંઈ વાત મોહોડેથી કહી હોએ, અથવા કોઇ બીજી રીતે કહી હોએ, તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો બીજો—સાહેદી આપનાર શખ્સ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે, તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી. અને જેમ જે વસ્તુ કોઈ શખ્સ જાણતો ન હોએ ને તે કહે કે હું જાણું છું, તેથી તે શખ્સ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાએ, તેમજ જે વસ્તુ તે માનતો નહીં હોએ તે વિશે તે એમ કહે કે હું એ માનું છું તો તેથી

પણુ તે શખ્સ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થઇ શકે છે."

ખોટી સાક્ષી આપવા બદલ શું સજા છે ?

ખોટી સાક્ષી આપ્યાની સજા કલમ ૧૯૩માં બતાવી છે. તેમાં સાત વર્ષ સુધીની એમાંથી ગમે તે પ્રકારની કેદ, તથા દંડ થાએ છે. ખોટો પુરાવો બનાવવાની બાબત કલમ ૧૯૨ માં છે, ને તેને વિશે સજા, કલમ ૧૯૩ મા છેવટના અર્ધા ભાગમા બતાવી છે.

કલમ ૧૯૧ ઉપર સમજુતી.

આ કલમો ઉપર એટલા બધા તો ફેસલા છે કે તે આપવાથી લંબાણુ ઘણું થઈ જાએ. પોલીસે જાણુવાજોગ બાબત એ છે કે આ કલમ પ્રમાણે ગુન્હો થવામાં નીચેની બાબતોની જરૂર છે:—

૧. કાયદા પ્રમાણે કસમથી સાચું બોલવાની ફરજ હતી, એમ સાબીતી જોઇએ.

૨. અગર તેમ નહી તો, કોઇ ખાસ કાયદાથી સાચુ બોલવા બધાયો હતો, એમ સાબીતી જોઇએ.

૩. જાહેર કરેલ હકીગત જુઠી છે એમ સાબીતી જોઇએ.

૪. અને તેવી હકીગત જુઠી છે એટલુંજ નહીં, પણુ તે જુઠી છે એમ તે જાણુતો અગર માનતો હોવો જોઇએ—અગર સાચી માનતો ન હોવો જોઇએ.

પોલીસ આગળ જુઠી સાક્ષી આપે, તેની જવાબદારી.

જુના તથા નવા ક્રીમીનલ પ્રોસીજર કોડમા એ વિશે તફાવત.

ઉપર પ્રમાણેની સાબેતી જોઇએ. પોલીસ અખત્યારી ગુન્હાની તપાસ ચલાવતાં જ્યારે કોઇ સાક્ષીને કોઈ પોલીસ અમલદાર પોતાની રૂબરૂ બોલાવી પુછે તો તે પોતે ગુન્હેગાર ઠરે તેવી હકીગત શિવાએ, સાચી હકીગત કહેવા બંધાએલ છે. જુના ક્રીમીનલ પ્રોસીજર કોડમાં, તેમ ન હતું. નવા આકટમાંજ આ પ્રમાણે કાયદો થયો છે. જુઓ, ક્રી. પ્રો. કોડની કલમ ૧૬૧; અને જો તે જુઠી હકીગત ઇરાદા પુર્વક પોલીસ આગળ જાહેર કરે, તો તેનો પીનલ કોડની કલમ ૧૯૩ પ્રમાણે ઈનસાફ થઈ શકે છે.

પુરાવો આપતાં એક જરૂર જાણવા જોગ ફેસલાને આધારે ધ્યાનમાં રાખવા જેવી હકીગત.

એ કામમાં કાયદા મુજબ પૂરાવો આપતી વખતે એક જરૂરી હકીગત ધ્યાનમાં રાખવા જેવી છે. નામદાર કલકત્તા હાઇ કોરટે એક અગત્યનો ફેસલો કર્યો છે, તે, એમ્પ્રેસ,-વિરૂધ્ધ—બાઇકાન્ત બકરીનો છે. જુઓ, ઇં. લો. રીપોર્ટ. ૧૯મું વાલ્યુમ, કલકત્તા સીરીઝ, પાનું ૩૪૯. તેમાં બતાવ્યું છે કે ક્રી. પ્રો. કોડની કલમ ૧૬૧નો અર્થ જોતાં, એમ સાબીત કરવું જોઇએ, કે પોલીસ અમલદાર આગળ થએલી જે જુબાની જુઠ્ઠી કેહેવામાં આવતી હોએ, તે જુબાની, એવા પોલીસ અમલદારના પુછેલા સવાલના જવાબમાં એટલે જવાબ તરીકે આપી છે, એવી જરૂર સાબીતી જોઇએ.

ઓલટરનેટીવ ચારજ વિશે.

અમુક જુબાની ખોટી છે, એમ સાબીત કરવાનું આવે છે, તેગજ પોલીસ આગળ આપેલી અને માજીસ્ટ્રેટ આગળ આપેલી, અગર ગમે તે બે કોરટો આગળ આપેલી—એમ બેમાંથી એક જુબાની ખોટી છે. એમ સાબીત કરવાનું પણ આવે છે. એવી રીતે ખોટી જુબાની સાબીત કરવાની આવે ત્યારે, "ઓલટરનેટીવ ચારજ" ઉપર ઇનસાફ થવાનો એમ કહેવાએ. એની મતલબ એવી છે કે બેહુ જગાએ સાચું બોલવા બંધાએલ છતાં, એકથી બીજી વિરૂદ્ધ જુબાની આપવામાં આવી, તેથી બે ખરી હોએજ નહીં, તેથી બેમાંથી કઇ ખરી ? જો અમુક એક ખરી છે, તો બીજી ખોટી છે, એમ સાબીત માની શકાએ છે.

ક્રી. પો. કોડની કલમ ૧૯૫ જોવાની અગત્ય.

આના સંબંધમાં ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૯૫ જુઓ.

ઇનડીઅન પીનલ કોડના એજ પ્રકરણમાં બીજી પોલીસે જાણવા જોગ કલમો વિશે.

ઇન્ડીઅન પીનલ કોડના એજ પ્રકરણમાં પોલીસને બીજી જાણવા જોગ કલમ ૨૦૧ છે. ગુન્હાનો પૂરાવો ઇરાદા પૂર્વક ઉડાવી નાંખવાને, અગર ગુન્હેગારને બચાવવાને ખોટી ખબર આપ્યાના, ગુન્હા સંબંધી તે કલમ છે. જે માણુસ ગુન્હાની ખબર આપવા બંધા-

એલો છે, ને ઇરાદા પૂર્વક ખબર છુપાવે, તે ગુન્હા બદલ ૨૦૨ મી કલમ છે, અને ખબર ખોટી આપે તેને ૨૦૩ મી કલમ લાગુ છે.

કોઇ ગુન્હેગારને જાણી બુજીને ઘરમાં રાખે તેને કલમ ૨૧૨ લાગુ છે. ચોરીએ ગએલ મિલકત પાછી મેળવવામાં, મદદ કરવા સારૂ બક્ષીસ લેવાના ગુન્હા સારૂ કલમ ૨૧૫ મી છે.

જે ગુન્હેગાર કેદમાંથી નાશી ગયો હોએ, અગર જેને પકડવા હુકમ થયો હોએ, તેને ઇરાદા પૂર્વક ઘરમાં સંતાડી રાખવાના ગુન્હા બદલ ૨૧૬ મી કલમ છે.

જે કોઈ સરકારી નોકર છે, અને જે કાયદા મુજબ કોઇને પકડવાને અગર કેદમાં રાખવાને બંધાએલો હોએ, તે ઇરાદા પૂર્વક તેવાને ન પકડે, અગર ઇરાદા પૂર્વક નાશી જવા દે, અગર તેમ કરવામાં મદદ કરે, તે ગુન્હાને માટે કલમ ૨૨૧ મી છે; અને કોઇ ઇનસાફની કોરટથી સજા થયાથી અથવા કાયદેસર રીતે તુરંગમાં મોકલ્યો હોએ, ને ઉપર પ્રમાણે થવા દે, તો તે ગુન્હા સારૂ કલમ ૨૨૨ છે. સરકારી નોકર ગફલતથી કોઇ કેદીને નાશી જવા દે, તેને કલમ ૨૨૩ લાગુ છે.

સીક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હા વિશે.

હવે કલમ ૨૩૦થી તે ૨૬૩ સુધી જે કલમો છે, તે સીક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હાઓ વિશે છે. એ તમામ ગુન્હાઓમાં પોલીસ વગર વારંટે પકડી શકે છે. એ પ્રકરણ (ઇન્ડીયન પીનલ કોડનું પ્રકરણ ૧૨ મું) પૈકીની કોઇ કલમ પ્રમાણે કોઇ શખ્સને એકવાર સજા થઇ હોએ, ને ફરીથી પાછો એજ પ્રકરણ પૈકીના કોઈ ગુન્હા બદલ તેને સજા થવાનો વખત આવે, તો તે શખ્સને જાદે સજા થવા વિશે આ ચોપડીમાં "પરચુરણ બાબતો"નું પ્રકરણ જોવાથી જણાઇ આવશે.

જાદે શિક્ષા વિશે.

ખોટાં વજન તથા માપ વિશે.

કલમ ૨૬૪થી તે ૨૬૭ સુધીની ખોટાં વજન તથા માપવિશે છે. તે વિશે જુઓ આ ચોપડીમાં ક્રી. પ્રો. કોડના પ્રકરણો.

લોકોની તંદુરસ્તી, સલામતી, સઘવડતા, લાજ, તથા નીતિ સંબંધી ગુન્હાઓ વિશે.

કલમ ૨૬૮થી તે કલમ ૨૯૪ अ સુધીની, લોકોની તંદુરસ્તી, સલામતી, સઘવડતા, લાજ તથા નીતિ સંબંધી ગુન્હાની છે. એ તમામ કલમો હીંયાં આપી લંબાણ કરવાની જરૂર નથી. પણ નીચેનું કોષ્ટક યાદ રાખવું જરૂરનું છે. પોલીસના કામમાં પખતે જરૂર પડે તેવા એ ગુન્હાઓ છે.

| કલમ | શા ગુન્હા બદલ. |
|---|---|
| ૨૭૯ | સરીયામ રસ્તા ઉપર બેફીકરાઇથી ગાડી હાંકવી અગર સ્વારી કરવી. |
| ૨૮૦ | બેફીકરાઇથી વાહાણ ચલાવવું. |
| ૨૮૨ | અતીશય ભાર ભરેલાં અગર બીન સલામતીના વાહાણમાં કોઈ શખસને ભાડે લઇ જવો. |
| ૨૮૫ | અગ્ની અગર તુરત સળગી ઉઠે એવા પદાર્થોના સંબંધમાં ગફલત ભરેલી વર્તણુંક. |
| ૨૮૬ | ફુટતાં અવાજ થાએ, એવા પદાર્થો સંબંધી ગફલત ભરેલી વર્તણુંક. |
| ૨૮૯ | પોતાના તાબામાં હોએ તેવાં જાનવરથી માણસની જીંદગીને ભય, અગર મહાવ્યથા ન થાએ, તેવા બંદોબસ્તમાં ગફલત કરે. |
| ૨૯૨ | બીભત્સ ચોપડીઓ વિગેરે વેચવી. |
| ૨૯૩ | વેચવા સારૂ અગર બતાવવા સારૂ બીભત્સ ચોપડીઓ પોતાના કબજામાં હોવી. |
| ૨૯૪ | જાહેર જગામાં, બીજાઓને હરકત થાએ, તેમ બીભત્સ ગીતો ગાય. |
| ૨૯૪ अ | સરકારની મંજુરી ન મળેલી કોઇ સોરટી યાને "લાટરી" કાહાડવા હાફીસ અગર જગા રાખવી વિગેરે. |

ધરમ સંબંધી ગુન્હાઓ.
જીંદગી સંબંધી ગુન્હાઓ.

કલમ ૨૯૫થી તે ૨૯૮ સુધી ધર્મ સંબંધી ગુન્હાઓ આપ્યા છે; અને જીંદગી સંબંધી ગુન્હાઓ કલમ ૨૯૯થી શરૂ થાએ છે, તે છેક ૩૭૭ કલમ સુધી છે. એ ૭૮ કલમોમાંની ઘણીક કલમ પોલીસને ઘણીજ જાણવા જોગ છે.

શિક્ષણીય મનુષ્ય વધ.
(કલમ ૨૯૯.)

કલમ ૨૯૯માં, શિક્ષણીય મનુષ્ય વધની વાખ્યા છે, ને તે નીચે પ્રમાણે છે:—

"મોત આણવાના ઇરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોએ એહેવું કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી, કાંઈ કામ કરીને, અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે, એમ જાણ્યાં છતાં તે કામ કરીને, જે માણસ મોત આણે, તે માણસે શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૧લો—જે શખ્સને કાંઈ રોગ, વ્યાધિ, કે શરીરની અશક્તતા થઇ હોએ એવા કોઇ શખ્સને જે માણસ શરીરનું નુકસાન કરે, અને તેથી કરીને પેલા શખ્સનું મોત વેહેલું થાએ, તો તે માણસે તે શખ્સનું મોત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે ઠેકાણે કાંઈ શરીરના નુકસાનથી મોત થાએ, તે ઠેકાણે જે શખ્સે તે શરીરનું નુકસાન કર્યું હોએ તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી અગર બરાબર ઇલાજ કરેથી તથા હોંશીઆર હકીમની દવા કરેથી તે મોત થતું બચી શકત એમ હોએ તોપણ.

ખુલાસો ૩ જો—માંના પેટ માંહેલાં બચ્ચાંનું મોત આણવું, તે મનુષ્ય વધનો ગુન્હો નથી. પણ કોઇ જીવતાં બચ્ચાંનો કાંઈ ભાગ બહાર નિકળ્યો હોએ, પછી તે બચ્ચાંથી શ્વાસોશ્વાસ ન લેવાયા હોએ અથવા તે પુરેપુરૂં જન્મ્યું ન હોએ, તોપણ, તે જીવતાં બચ્ચાંનું

મોત આણવું, તે શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો થ-ઈ શકે."

જાદે સમજુતી.

ઉપર પ્રમાણે વાખ્યા આપ્યા પછી બે સવાલના જવાબ જાણવાની અગત્ય છે, તે સવાલો:—

૧. શિક્ષણીય મનુષ્ય વધને ખુન કયારે ગણવું?

૨. શિક્ષણીય મનુષ્ય વધને ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્ય વધ કયારે ગણવું?

એટલું જાણવું જોઈએ કે જે કૃત્યનો સમાસ કલમ ૨૯૯માં આપેલી વાખ્યામાં થાએ છે, એટલે કે જે કૃત્યને કાયદાના શબ્દમાં, શિક્ષણીય મનુષ્ય વધ કેહેવાએ છે, તે કૃત્યનો સમાસ,-કાંઇક હકીગતના જાદેપણાંથી અગર કમીપણાંથી,-ખુનમાં, અગર ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્ય વધમાં થાએ છે; એટલે કે જેનો સમાસ કલમ ૩૦૨ અગર ૩૦૪ માં થાએ છે.

શું હોએ તો શિક્ષણીય મનુષ્ય વધને ખુન ગણવું જોઈએ, તે વિશે.

હવે શું હોએ, તો શિક્ષણીય મનુષ્ય વધને ખુન ગણવું તે વિશે કાયદાની કલમ ૩૦૦ નીચે મુજબ છે:—

"નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સરવે બાબતોમાં શિક્ષણીય મનુષ્યવધને ખુન સમજવું, પણ કયારે કે જો જે કામથી મોત થાએ, તે કામ મોત આણવાના ઇરાદાથી કર્યું હોએ તો, અથવા:—

૨જી.—કોઈ શખ્સને જેથી તે શખ્સનું મોત થવાનો સંભવ તકસીરવાર માણુસ જાણતો હોએ એવું કાંઈ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોએ તો, અથવા—

૩જી.—કોઈ શખ્સને કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોએ, અને તે ઇરાદો કરેલું શરીરનું નુકસાન એવી રીતનું હોએ કે ચાલતા સષ્ટીક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોએ તો, અથવા—

૪થી.—તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સો વસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થશેજ, એમ તે કામ કરનાર શખ્સ જાણતો હોએ, અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકસાનના જોખમમાં પડવાના કાંઈ કારણ વિના તે શખ્સ કામ કરે, તો,

અપવાદ ૧લો.—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શકિત ગઈ છે, એહેવી અવસ્થામાં છતાં કોઈ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર શખ્સનું મોત આણે, અથવા ભૂલથી કે ઇતેફાકન્ કોઇ બીજા શખ્સનું મોત આણે, તો તે શિક્ષણીય મનુષ્ય વધ ખૂન નથી.

ઉપલા અપવાદને નીચેની શરતો લાગુ પડે છે:—

પેહેલી—કોઇ શખ્સને મારી નાંખવા અથવા કાંઇ હાનિ કરવા સારૂ બાહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માંગી આણેલો અથવા બુદ્ધીપૂર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

બીજી—કાયદા મુજબ, અથવા સરકારી નોકરીનો અખ્ત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ત્રીજી—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ખુલાસો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મિક હતો, કે તેથી તે ગુનોહ ખુન થઇ શકે નહીં, એ હકીગતની બાબત છે.

અપવાદ ૨ જો—કોઇ માણસ શુદ્ધ બુદ્ધિએ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેહને આપેલા અખ્ત્યારની

હદની બહાર જાએ, અને આગળ વિચાર કર્યા વિના તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાનિ કરવાના ઇરાદા વગર, જે શખ્સની સાહમાં તે બચાવવાનો હક અમલમાં લાવતો હોએ તે શખ્સનું મોત આણે, તો તે શિક્ષણીય મનુષ્ય વધનું ખુન નથી.

અપવાદ ૩ જો—કોઈ માણુસ સરકારી નોકર હોએ, અથવા સરકારી ઇનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઇ સરકારી નોકરને સાહાય કરતો હોએ, તે માણુસ કાયદાએ તેને આપેલા અખ્ત્યારની હદની બહાર જાએ, અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધ બુદ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોએ એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે પણ જે શખ્સનું મોત થાએ તે શખ્સની ઉપર તેહેનો કાંઈ દ્વેશભાવ ન હોએ, તો તે શિક્ષણીય મનુષ્ય વધ ખુન નથી.

અપવાદ ૪ થો—આગળ વિચાર કર્યા વિના, એકાએક ઝગડો થઇને, ઘણો ક્રોધ ચહડયો હોએ તેવામાં, એકાએક મારા મારી થઇને શિક્ષણીય મનુષ્ય વધ થાએ, ને તે ગુન્હો કરનારે કાંઇ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોએ, અને તે ઘાતકી રીતે અથવા નવાઇની રીતે ચાલ્યો ન હોએ, તો તે શિક્ષણીય મનુષ્ય વધ ખૂન નથી.

ખુલાસો.—એવી બાબતોમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ, અથવા પેહેલો હુમલો કરનાર કોણ, એ વાત કાંઇ જરૂરની નથી.

અપવાદ ૫ મો.—જે શખ્સનું મોત થયું હોએ, તે શખ્સ હરાડ વર્ષથી વધારે ઉંમરનો છતાં, તેણે પોતાની રજા મંદીથી પોતાનું મોત થવા દીધું હોએ, અથવા મોતનું જોખમ માથે લીધું હોએ, તો તે ઠેકાણે શિક્ષણીય મનુષ્ય વધ ખૂન નથી."

ખુનના ગુન્હાની સજા તથા ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્ય વધના સજા.

કલમ-૩૦૨માં ખુનના ગુન્હાની શિક્ષા બતાવી છે. તથા કલમ ૩૦૪માં ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્ય વધના ગુન્હાની સજા બતાવી છે.

ખુન કલમ ૩૦૨ પ્રમાણે તથા તેથી ઉતરતા દરજાનું શિક્ષણીય મનુષ્ય વધ કલમ ૩૦૪ પ્રમાણે, એ બેમા શું તફાવત છે, તે વિશે.

હવે કલમ ૩૦૨ પ્રમાણેના ખુનનો ગુન્હો, તથા કલમ ૩૦૪ પ્રમાણે ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો, એ બેમાં શું તફાવત છે, તે જાણવો બહુ જરૂરનું છે. પણ કાયદાની ભાષામાં એક વાર વાંચ્યા પછી તુરત સમજણ પડવી ઘણુંજ મુશ્કેલ છે. તેથી થએલા અનેક ફેસલાઓમાંથી નામદાર મુબઇ હાઇકોરટનો એ સંબંધમાં થએલો ઘણોજ જાણવાજોગ ફેસલો નીચે આપ્યો છે, તેથી હકીગત બરાબર સમજાશે.

રાણી સરકાર—વિરૂદ્ધ—ગોવીંદનો અગત્યનો ફેસલો.

આ કેસ રાણી સરકાર-વિરૂદ્ધ-ગોવીંદનો છે. જુઓ ઈ. લા. રીપોર્ટ વાલ્યુમ ૧લું. પાનું ૩૪૨ મુંબઇ સીરીઝ. એ અગત્યના ફેસલામાં નામદાર મી૦ જસટીસ મેલવીલે જે જજમેંટ આપ્યું છે, તેમાં ઘણીજ સ્પષ્ટ રીતે હકીગત બતાવી છે. અને ખુનના કેસોમાં વારંવાર તે ફેસલાની શાહાદત બતાવવામાં આવે છે. તેમાંથી જરૂર જોગ તરજુમો આ પ્રમાણે છે:—

કલમ ૨૯૯ તથા ૩૦૦નો મુકાબલો તથા તેમાં તફાવત વિગેરે.

"મુકાબલો કરવા સઘવડ પડે તે માટે ઈ. પી. કોડની કલમ ૨૯૯ તથા ૩૦૦ નીચે પ્રમાણે આપવામાં આવે છે.—

| કલમ ૨૯૯. | કલમ ૩૦૦. |
|---|---|
| જે કૃત્યથી મોત નીપજ્યું હોએ તે નીચે પ્રમાણે થયું હોએ તો, કોઈ માણસે શિક્ષણીય મનુષ્ય વધ કર્યો એમ સમજવું:— | કેટલાક અપવાદો બાદ કરતાં, શીક્ષણીય મનુષ્ય વધને ખુન ગણાએ, જો જે કૃત્યથી મોત નીપજાવ્યું હોએ, તે નીચે પ્રમાણે કરવામાં આવેલું હોય તો:— |

| | |
|---|---|
| (अ) મોત આણુવાના ઇરાદાથી; | (૧) મોત આણુવાના ઇરાદાથી; |
| (व) મોત થવાનો **સંભવ હોએ** એવું કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી; | (૨) **જે શખ્સને તે નુકસાન કરવામાં આવે,** તેનું મોત થવા **સંભવ છે એવું** તકસીરવાર માણુસ **જાણતો હોએ** તેવું કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી; (૩) કોઇ શખ્સને કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી, અને તે ઇરાદો કરેલું શરીરનું નુકસાન એવી રીતનું હોએ, કે **ચાલતા સૃષ્ટિ ક્રમ પ્રમાણે** મોત કરવાને તે **સમર્થ હોએ;** |
| (क) તે કૃત્યથી મોત થવા **સંભવ** છે એવું જાણુવા છતાં. | ૪ તે કામ **એવું તુરત ભયંકર છે કે જેથી સોવસા મોત** અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકસાન થશેજ એમ તે કામ કરનાર શખ્સ જાણુતો હોએ. |

એ બેહુ ગુન્હાઓમાં જે તફાવતો છે, તે બતાવી આપનાર શબ્દો હમોને જે જણાયા તે નીચે લીટી દોરી બતાવ્યા છે. (મોટા કાળા **અક્ષરથી** બતાવ્યા **છે**)

**(अ)** તથા (૧) બતાવે છે કે જ્યાં મારી નાંખવાનો ઇરાદો છે, ત્યાં ગુન્હો હમેશ ખુનનોજ થાએ છે.

(क) તથા (૪) હમારા વિચાર પ્રમાણે એવા કૃત્યોને લાગુ પડે છે કે જેમાં મોત આણવાનો, અગર શરીરનું નુકસાન કરવાનો ઇરાદો હોતો નથી (અગર જો હમો એમ કેહેતા નથી કે હમેશ તેજ મુજબ લાગુ છે.) જોસથી હાંકવું, સરીઆમ રસ્તા નજીક કોઇ નિશાન ઉપર બંદૂક ફોડવી, એ એવા પ્રકારના દાખલા છે. તે ગુન્હો, શિક્ષણીય વધનો છે,—કે—ખુનનો છે, તેનો આધાર,—માણુસ જાતની જીંદગીને કેટલે દરજ્જે જોખમ છે,—તે ઉપર છે. જો પરિણામે મોત થવા સંભવ હોએ તો, તે શિક્ષણીય મનુષ્ય વધ છે; જો પરિણામે મોત ઘણું કરીને થયા વગર રેહેજ નહીં, એમ હોએ તો, તે ખુન છે.

(૨) નો સારાંશ, હમોએ જે શબ્દો નીચે લીટી દોરી છે, તેમાં જણાશે. જે નુકસાનથી સાધારણ રીતે મોત નીપજતું નથી એવું નુકસાન **જે અમુક માણસને કરવામાં આવ્યું**, તેથી શરીરના બાંધાની ખાસીયતને લીધે, કાચી ઉંમરને લીધે, અથવા બીજી ખાસ હકીગતને લીધે, તેનું મોત થવા સંભવ છે એવું તકસીરવાન શખ્સ **જાણતો હોએ**, તો ખુનનો ગુન્હો થયો. કલમમાં દૃષ્ટાંત આપેલું છે, તે નીચેનું છે:—

"**झ**ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં **अ** તેને શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી સપાટો મારે, અને તે સપાટાથી **झ** મરી જાએ, તો, અગર ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા શખ્સનું મોત આણવાને તે સપાટો સમર્થ ન હોએ તોપણ **अ** ખુનનો તકસીરવાર છે."

હવે ફક્ત (**ख**) અને (૩)નો વિચાર કરવાનો રહ્યો; અને હાલના જેવા શકભરેલા કેસોના ચુકાદાનો આધાર ઘણુંકરી એ બેહુ કલમોના ચુકાદા ઉપર છે.

જે શરીરનું નુકસાન કરવાનો ઇરાદો હતો, તે નુકસાનથી મોત થવા **સંભવ** હોએ તો, શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો થયો; પણ તેવી નુકસાની ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત આણવાને સમર્થ હોએ, તો, ખુનનો ગુન્હો થયો. તફાવત ઘણો બારીક છે, પણ સમજી શકાએ તેવો છે. ઉપર (क) તથા (૪) વચ્ચે જે તફાવત બતાવ્યો છે, તેવોજ ઘણોખરો છે. કેટલે દરજ્જે બનવાજોગ છે,–તેજ સવાલના વિચાર ઉપર આધાર છે. કોઇ કામના સંબંધે બોલીએ તો, હમો ધારીએ છીએ કે, જે શસ્ત્ર વાપરવામાં આવ્યું હતું, તે કેવા પ્રકારનું છે, તે સવાલના નિરણય ઉપર ઘણુંકરી વિચાર કરવો પડે. કોઇ નાજુક ભાગ ઉપર મુક્કીથી, અગર લાકડીથી એક સપાટો માર્યો હોએ, તો તેથી મોત થવા સંભવ છે. તરવારથી નાજુક ભાગ ઉપર ઘા કર્યો હોએ, તો, સૃષ્ટિક્રમના સાધારણ નિયમ પ્રમાણે, તે મોત ઉપજાવવા બસ છે."

ઉપર પ્રમાણે હકીગત સંપૂર્ણરીતે સમજાવેલી છે, તે વારંવાર વાંચી ધ્યાનમાં લેવી. એ કરતાં વધારે સારીરીતે સમજાવવાને બીજો કાંઇ રસ્તો નથી.

બીજી જાણવાજોગ કલમો:– ઉદ્ધતાઇ અગર બેફિકરાઇથી નીપજાવેલ મોત, ખુનની કોશીસ, તથા આત્મઘાતની કોશીસ.

કલમ ૩૦૪ **अ** પણ ધ્યાનમાં રાખવા જેવી કલમ છે. શિક્ષણીય મનુષ્ય વધમાં જેનો સમાસ નહીં થઇ શકે, પણ તેથી ઉતરતા દરજ્જાના કૃત્યમાં, કાંઇ ઉદ્ધતાઇ ભરેલું અગર બેફિકરાઇથી કૃત્ય કોઇ કરીને, કોઇનું મરણ નિપજાવે, તેને એ કલમ લાગુ છે.

ખુનની કોશીસ સારૂ કલમ ૩૦૭ છે.

આત્મઘાતની કોશીસ બદલ કલમ ૩૦૯ છે. એકવાર એક પરિક્ષામાં એવો સવાલ મુકવામાં આવ્યો હતો કે, એવું કયું કૃત્ય છે, કે જે કરવાની કોશીસ બદલ સજા થઇ શકે છે, પણ જે કૃત્ય પૂરેપૂરૂં કરે, તેને સજા નથી. તેનો જવાબ આ કલમ છે. આત્મઘાત-

ની કોશીસમાં સજા થાએ, પણ આત્મઘાત પૂરો થાએ, તો મરણ ગએલ માણસને શીરીતે સજા થઇ શકે ?

ગરભપાત કરવા બાબત; નહીં જન્મેલા બચાંઓને નુકસાન બાબત; તથા જન્મ છુપાવવા બાબત.

કલમ ૩૧૨થી તે ૩૧૮ સુધી મારજીનમાં બતાવ્યા પ્રમાણે ગુન્હાઓના પ્રકાર છે. તેમાં પોલીસ અખ્ત્યારી ગુન્હાઓ બેજ છે. તે આ છે:—

૧.—બાર વર્ષથી ઓછી ઉંમરના છોકરાને તેહના માબાપે અથવા જે શખ્સના હવાલામાં તે છોકરૂં હોએ, તે શખ્સે ખુલ્લું મુકવું, આગર તજી દેવું.

૨. —ગુપ્ત રીતે મડદું વગે કરી દઇને જન્મ છુપો રાખવો.

વ્યથાઓ, તથા તેના જુદા જુદા પ્રકારો.

કલમ ૩૧૯થી તે ૩૩૮ સુધી 'વ્યથા' સંબંધી છે તે તમામ સમજી શકાએ, તે સારૂ આ નીચે કોઠકના રૂપમાં હકીગત આપી છે ને જાદે હકીગત 'નોટ'માં સમજાવેલી છે.

## વ્યથાઓ.

| કલમ. | ગુન્હાનું સ્વરૂપ. |
|---|---|
| ૩૧૯ | વ્યથાની વાખ્યા એમાં આપેલી છે. |
| ‡‡૩૨૦ | મહાવ્યથા આપેલી છે. (જુઓ સમજુતી) |
| ૩૨૧ | બુદ્ધિપૂર્વક વ્યથા કરવી એટલે શું, તે વિશે. |
| ૩૨૨ | બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી એટલે શું, તે વિશે. |
| ૩૨૩ | વ્યથાની સજા. |
| ***૩૨૪ | ભયંકર શસ્ત્ર અથવા સાધનવડે બુદ્ધિપૂર્વક વ્યથા. (જુઓ નીચે સમજુતી.) |
| §૩૨૫ | બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાની સજા. (જુઓ નીચે સમજુતી.) |

૩૨૬ ભયંકર શસ્ત્ર અથવા સાધનવડે બુદ્ધિપૂર્વક મહાવ્યથાની સજા.

૩૨૭ મિલકત કહડાવવા, અગર ગેરકાયદે કૃત્ય કરાવવા, બુદ્ધિપૂર્વક વ્યથાની સજા.

૩૨૮ ગુન્હો કરવાના ઇરાદાથી, ઝેર વિગેરે પદાર્થ ખવાડી વ્યથા કરે, તેની સજા.

૩૨૯ મિલકત કહડાવવા, અગર ગેરકાયદે કૃત્ય કરાવવા, બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાની સજા.

§૩૩૦ } ૩૩૧ } કબુલત જુલમથી કરાવવા, અગર મિલકત પાછી અપાવવા, બુદ્ધિપૂર્વક વ્યથા તથા મહાવ્યથા.

૩૩૨ } ૩૩૩ } સરકારી નોકરને પોતાની ફરજમાં અટકાવવા બુદ્ધિપૂર્વક વ્યથા તથા મહાવ્યથા કરવી.

૩૩૪ } ૩૩૫ } ક્રોધ ઉત્પન્ન થએ બુદ્ધિપૂર્વક વ્યથા તથા મહાવ્યથા.

૩૩૬ જીંદગી જોખમાએ, અગર બીજાઓની સલામતી જોખમાએ, તેવાં કૃત્યની સજા.

૩૩૭ જીંદગી જોખમાએ, અગર બીજાઓની સલામતી જોખમાએ, એવાં કૃત્યથી વ્યથા કરવી.

૩૩૮ ફીતો, ફીતો, ફીતોથી મહાવ્યથા કરવી.

‡ § મહાવ્યથાની વાખ્યા નીચે પ્રમાણે છે:—

"નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહાવ્યથા" એવું નામ આપેલું છે.

પેહેલો.—પુરૂષત્વનો નાશ.

બીજો.—બેમાંની કોઇપણ આંખની જોવાની શક્તિ જાથુ જવી.

ત્રીજો.—બેમાંથી કોઇપણ કાનની સાંભળવાની શક્તિ જાથુ જવી.

ચોથો.—કોઇ અવયવ અથવા સાંધો જવો.

પાંચમો.—કોઇ અવયવ અથવા સાંધાની શક્તિનો

નાશ થવો, અથવા તેની જાથુ ક્ષીણતા થવી.

છઠો—ડોકાંની અથવા ચેહેરાની જાથુ બદશિકલ થવી.

સાતમો—કાંઇ હાડકાનું અથવા દાંતનુ ભાંગવું અથવા ખશી જવુ.

આઠમો—જે વ્યથાથી જીદગી જોખમમાં આવે, અથવા જેથી વીસ દીવસની મુદત સુધી, વ્યથા થએલા માણસને શરીરનું ભારે દુખ ખમવું પડે, અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને અશકત રેહે, એવી કાંઇ પણ વ્યથા.

***કલમ. ૩૨૪—કલમ ૩૨૩ ફકત સાધારણ વ્યથાની છે, તે ગુન્હો જુના કાયદામાં, પોલીસ અખત્યારી ગણ્યો હતો. નવા કાયદાથી તે પોલીસ અખત્યાર બહાર ઠર્યો છે. પણ જે ભયંકર શસ્ત્ર વડે વ્યથા કરી હોએ તો કલમ ૩૨૪ પ્રમાણે પોલીસ અખત્યારી ગુન્હો છે.

§§§ કલમ ૩૩૦ તથા ૩૩૧—ધ્યાનમાં રાખવા જેવી છે. પોલીસ અમલદારો અગર કોઇ પણ પોલીસનો માણસ, કોઇ કેદી પાસેથી કબુલત કઢાવવાને તેને માર મારે, તો તે આ કલમો પ્રમાણે સજાને પાત્ર છે. તે કૃત્ય સારૂ વ્યથા કરી હોએ તો ૩૩૦ પ્રમાણે, ને મહાવ્યથા કરી હોએ તો ૩૩૧ પ્રમાણે સજાને પાત્ર થાએ છે.

ગેર-વાજબી અટકાવ તથા ગેરવાજબી કેદ વિશે.

કલમ ૩૩૯માં ગેરવાજબી અટકાવ વિશે, તથા કલમ ૩૪૦માં ગેરવાજબી કેદ વિશે છે. અને આગળ કલમોમાં તેના જુદા જુદા પ્રકારો છે.

સાપરાધ બળ તથા હુમલા, તથા મનુષ્ય હરણ, મનુષ્ય નયન, ગુલામી, તથા વેઠ બાબત.

તેમજ કલમ ૩૪૯થી તે ૩૫૮ સુધી સાપરાધ બળ તથા હુમલા સંબંધી બાબત છે, તથા કલમ ૩૫૯થી તે ૩૭૪ સુધીની મનુષ્ય હરણ, નયન, ગુલામી તથા વેઠ બાબતની છે.

એ બધી કલમો વિશે હીંયાં કાંઇ આપવામાં આ-

વેલ નથી. તે વિશે કાયદાની ચોપડી જોવી જોઇએ.

બળાત્કાર સંભોગ.

હવે કલમ ૩૭૫માં "બલાત્કાર સંભોગ"ની વાખ્યા બતાવેલી છે. તે નીચે પ્રમાણે છે:—

"નીચે બાતલ કરેલી બાબત શિવાએ બીજી સઘળી બાબતમાં, જે પુરૂષ નીચે બ્યાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે, તેણે બળાત્કાર સંભોગ કર્યો એમ સમજવું.

પેહેલી.—તે સ્ત્રીની મરજી નહીં છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી.—તે સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેહેની રજામંદી લીધી હોએ તો તે રજામંદી છતાં પણ.

ચોથી.—તે પુરૂષ એમ જાણતો હોએ કે હું એ સ્ત્રીનો વર નથી, અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે, અથવા પોતાને પરણેલી માને છે, તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે, તો તે રજામંદી છતાં પણ.

પાંચમી.—તે સ્ત્રી દશ વર્ષથી ઓછી ઉંમરની હોય તો, પછી તેહની રજામંદી હોએ કે નહીં તોપણ.

ખુલાસો.—બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે, તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ—કોઈ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી દશ વર્ષથી ઓછી ઉંમરની નહીં હોએ, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાએ."

એ પ્રમાણે વાખ્યા છે. હમણાંજ કલકત્તામાં એક કેસ એવો બન્યો હતો કે દસ વરસની ઉંમરની સ્ત્રીનું મોત તેના ધણીની સાથે સંભોગ થતાં થયું. આ અપવાદ પ્રમાણે ધણીને બળાત્કાર સંભોગનો ગુન્હેગાર નહીં ગણતાં, કલમ ૩૦૪ અ પ્રમાણે ઉદ્ધતાઇથી અગર બેપરવાઇથી કૃત્ય કરીને મોત નીપજાવવાનો ગુ-

ન્હેગાર ગણી શિક્ષા કરી હતી.

સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ ગુન્હા. કલમ ૩૭૭માં એવા ગુન્હાનો સમાસ છે.

શિક્ષા. બળાત્કાર સંભોગ તથા સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ ગુન્હાઓ ને માટે જીવતાં સુધી સમુદ્ર પારની, અથવા દશ વર્ષ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા છે. તે ઉપરાંત દંડ પણ થશે.



# ઇનડીઅન પીનલ કોડ.

## પ્રકરણ ૪ થું.

મિલ્કત વિરૂદ્ધ ગુન્હાઓ. હવે કલમ ૩૭૮થી તે ૪૬૧ સુધીમાં મિલ્કત વિરૂદ્ધ ગુન્હાઓ દર્શાવ્યા છે.

ચોરી. કલમ ૩૭૮. કલમ ૩૭૮માં ચોરીની વાખ્યા છે, તે નીચે પ્રમાણે છે:—

"જે માણસ, કોઇ શખ્સના કબજામાંથી તે શખ્સની રજામંદી શિવાએ કાંઈ જંગમ મિલ્કત બદદયાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલ્કતને ખસેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું.

ખુલાસો ૧લો.—કાંઇ વસ્તુ જ્યાંહાં સુધી જમીનમાં ચોંહોટેલી હોએ, ત્યાંસુધી તે જંગમ મિલ્કત નથી, માટે તેની ચોરી થઈ શકે નહીં; પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેહની ચોરી થઇ શકે.

ખુલાસો ૨ જો.—જે કામથી જુદૂં પાડવું થાએ, તેજ કામથી જે ખસેડવું થાએ, તે ખસેડવું ચોરી થઇ શકે.

ખુલાસો ૩જો.—કોઈ શખ્સ ખરેખર કાંઈ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેહનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઇ અડચણ દૂર કરે, અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ, તે શખ્સે તે વસ્તુ ખસેડી, એમ સમજવું.

ખુલાસો—૪થો.—કોઇ શખ્સ કાંઇ પણ ઉપાયથી કોઇ જાનવરને ગતીમાન કરે, તો તેણે તે જાનવર ખસેડયું, તથા તે જાનવરને ગતી થવાથી, તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોએ, તે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૫ મો—ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે, તે સાફ રજામંદી હોએ કે અર્થાત સમજાએ એવી રજામંદી હોએ, અને તે કબજેદાર શખ્સ, અથવા તે કારણસર જેહેને સાફ કે અર્થાત સમજાએ એવો અખ્ત્યાર હોએ તેવો કોઇ શખ્સ, આપી શકે."

જાદે સમજુતી.

ઉપરની વાખ્યા ઉપરથી, કેટલી હકીગત હોએ, તો ચોરીનો ગુન્હો થાએ, તે જણાઇ આવે છે. અને એના સંબંધમાં એક કેસ નામદાર કલકત્તા હાઇ કોરટનો ભાગીરામ ડોમ—વિરૂદ્ધ—અબર ડોમ વિગેરેનો છે. (જુઓ ૧૫ મું વાલ્યુમ. ઈ. લા. રી. કલકત્તા સીરીઝ. પાનું ૩૮૮.)

તે કેસમાં ચોરીના ગુન્હામાં કેટલી હકીગત ની જરૂર છે, તે જણાઈ આવશે. તે નીચે પ્રમાણે છે:—

૧. લેવા સારૂ ખસેડવું.

૨. બદ દયાનત.

૩. જંગમ મિલકત.

૪. પારકાના કબજામાંથી.

૫. તેની રજામંદી શિવાએ.

વળી એક જાણવા જોગ કેસ, કવીન એમપ્રેસ—વિરૂદ્ધ—પોતુરંગમનો છે. જુઓ ઈ. લા. રી. મદ્રાસ

સીરીઝ. વાલ્યુમ ૧૦. પાનું ૧૮૬. તેમાં એવું ઠરેલું છે કે કોઈ અવિભક્ત કુટુંબ હોએ, ને તેની મિલકતના ભાગ વેહેંચી લીધા ન હોએ, તેવી મિલકતમાંથી કોઇ હીસ્સેદાર કાંઈ પણ એકત્ર કબજામાંથી લઇ જાએ, ને પોતે જુદો કબજો કરે, તો તેવા હિસ્સેદાર છતાં તેણે ચોરી કરી એમ સમજવું.

તેવોજ બીજો એક જાણવા જોગ કેસ, ક્વીન-એમપ્રેસ—વિરૂદ્ધ—કોટય્યા વિગેરેનો છે. જુઓ ઈં. લા. રી. મદ્રાસ સીરીઝ વાલ્યુમ ૧૦. પાનું ૨૫૫.

તે કેસમાં એવું ઠર્યું હતું કે, એક વગર આકાર ઠરેલી પડતર જમીનમાંથી, કાંઇ પણ હક અગર અખ્ત્યાર વગર એક શખ્સ કેટલાંક ગાડાં માટી ખોદીને લઇ ગયો, તેમાં નામદાર હાઇ કોર્ટે ઠરાવ્યું કે તે ચોરીનો ગુન્હો નથી.

કલમ ૩૮૦, ૩૮૧ તથા ૩૮૨ માં ચોરીના પ્રકારો છે. કલમ ૩૮૦ માં રેહેવાના કોઇ ઘર, તંબુ અગર વાહાણમાં થએલી ચોરીનો સમાસ થાએ છે. કલમ ૩૮૧ માં—કારકુન અગર ચાકરે પોતાના શેઠના કબજાની મિલકતની ચોરી, તથા કલમ ૩૮૨ માં-મોત અગર વ્યથાની તૈયારી કરીને કરેલ ચોરીની હકીગત છે.

જબરાઈથી કહડાવવાના ગુન્હા બદલ.

હવે કલમ ૩૮૩ માં જબરાઇથી કહડાવવાના ગુન્હાની વાખ્યા આપી છે, તે નીચે પ્રમાણે છે.—

"જે માણસ ઇરાદાથી કોઇ શખ્સને, તે શખ્સને પોતાને અથવા બીજા કોઇને નુકસાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરીને તે ભય પામેલો શખ્સ કાંઇ મિલકત, અથવા કીમતી દસ્તાવેજ, અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કીમતી દસ્તાવેજ બનાવી શકાય, એવી કાંઇ વસ્તુ, કોઇ શખ્સને આપે એમ બદદયાનતથી કરે, તો તે માણસે "જબરાઇથી કહડાવવાનો ગુન્હો" કર્યો એમ સમજવું."

આ ગુન્હો પોલીસ અખ્ત્યારી ગુન્હો નથી, તોપણ જેને પોલીસની નોકરી કરવાની છે, તેને આ ગુન્હો જાણવા જેવો છે. અને એ ગુન્હા બદલ સજા કલમ ૩૮૪ માં છે. એનીજ સાથે કલમ ૩૯૦ જાણવા જેવી છે, ને તે કલમનો મુકાબલો કલમ ૩૭૮ તથા ૩૮૪ની સાથે કરવો જોઇએ; તફાવત ઘણોજ અગત્યનો જાણવા જોગ છે. કલમ ૩૯૦ની વાખ્યા નીચે પ્રમાણે છે:—

અપહરણની વાખ્યા.

"સર્વે અપહરણમાં અગર તો ચોરી અથવા જબરાઇથી કહડાવવાનો ગુન્હો હોએ છે.

"ચોરી કયારે અપહરણ થાએ છે."

અગર કાંઇ ચોરી કરવા સારૂ, અથવા ચોરી કરવામાં, અથવા ચોરીથી મળેલી મિલકત લઈ જવામાં અથવા લઇ જવાની કોશીસ કરવામાં, તે ગુન્હેગાર, તે મતલબસર, બુદ્ધિપૂર્વક કોઇ શખ્સનું મોત આણે, અથવા તેહને બ્યથા કે ગેરબ્યાજબી અટકાવ કરે, અથવા મોત, બ્યથા કે ગેરબ્યાજબી અટકાવ કરવાની કોશીસ કરે, અથવા તાત્કાલીક મોત, તાત્કાલીક બ્યથા, કે તાત્કાલીક ગેરબ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીસ કરે, તો તે ચોરી અપહરણ થાએ છે, એમ સમજવું.

"જબરાઈથી કહડાવવું તે કયારે અપહરણ થાએ છે."

અગર જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખ્સની આગળ હાજર હોએ, અને તાત્કાલીક મોત અથવા તાત્કાલીક બ્યથા, અથવા તાત્કાલીક ગેરબ્યાજબી અટકાવ તે શખ્સને અથવા કોઈ બીજા શખ્સને કરવાનો ભય તે શખ્સને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરે; અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખ્સનું મન એવું કરે કે તે શખ્સ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કહડાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઇથી કહડાવવું અપહરણ થાએ છે, એમ સમજવું.

ખુલાસો.--અગર તે ગુન્હો કરનાર એટલો નજદીક હોએ કે તેથી તે બીજા શખ્સને તાત્કાલીક મોતનો, અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવનો, ભય ઉત્પન્ન થાએ, તો તે હાજર છે એમ સમજવું."

ચોરી,[૧] જબરાઇથી કહડાવવું,[૨] તથા અપહરણ,[૩] એ ત્રણ ગુન્હાઓ શું હોએ તો થાએ છે, તે જણાવનાર તથા મુકાબલો બતાવનાર કોષ્ટકો.

હવે ચોરી, જબરાઇથી કહડાવવું, તથા અપહરણ, એ ત્રણે ગુન્હાઓ વચ્ચે શું તફાવત છે, ને શું હોય તો તે ગુન્હા થાએ છે તે સઘવડતાથી જણાઇ આવે, તે સારૂ નીચેના કોષ્ટક આપ્યાં છે. પોલીસની નોકરી કરનારાઓને અનુભવ હોએ છે કે કેટલીકવાર એવી હકીગત સાથે ફરીઆદીઓ કરવામાં આવે છે કે, તેમાં મળતાપણું ઝાઝું હોવાથી વખતે તે ગુન્હો ચોરીનો છે કે,-જબરાઇથી કહડાવવાનો છે કે,-અપહરણનો છે કે,-કેમ, તેની સમજણ બિન અનુભવી પોલીસના માણસોને તુરત પડી શકતી નથી. તેથી પછી કાયદાઓ જોએ છે, ત્યારે તેમાં લાંબી વાખ્યાઓ તથા કાયદાની મુશ્કેલી ભરેલી ભાષાથી કાંઈ પણ સંતોષકારક ખુલાસો થઇ શકતો નથી તેથી નીચેના કોષ્ટકોમાં બાબતો બતાવી છે તે ઊપર બરાબર ધ્યાન રાખવાથી તથા દરેક ગુન્હાઓમાં કઇ બાબતોનું કમ જાદેપણું છે, તે જાણી લીધાથી એવી હરકતો આવતી દૂર થશે, એમ આશા રાખવામાં આવે છે.

આગળ આવેલી વાખ્યાથી જણાયું હશેજ કે "ચોરી" એ કેટલીક ખાસ હકીગતને લીધે "અપહરણ" થઇ શકે છે. તેમજ "જબરાઇથી કહડાવવું" એ પણ કેટલીક બાબતો ખાસ હોએ, તો "અપહરણ" થઇ શકે છે. હવે એ ખાસ હકીગત શું, ને કેવા પ્રકારની જોઇએ, અને તે વિશે કાયદો શું કેહે છે તે જાણવું જોઇએ. તે આ નીચેના કોષ્ટકોની હકીગત યાદ રાખેથી સ્પષ્ટ સમજી શકાશે.

## ચોરી વિશે.

1. લેવા સારૂ ખસેડવું.
2. બદદયાનત હોવી જોઇએ.
3. જંગમ મિલકત હોવી જોઇએ.
4. કબજે હોવો જોઇએ, ને તેમાંથી લેવું જોઇએ.
5. રજામંદી શિવાએ.

## જબરાઇથી કહડાવવા વિશે.

1. નુકસાનની બીક ઉત્પન્ન થવી જોઇએ.
2. તે ઇરાદાપૂર્વક ઉત્પન્ન કરેલી હોવી જોઇએ.
3. તે નુકસાન કરવાની બીક તેને અગર બીજા કોઇને થવી જોઇએ,
4. તે બીકથીજ કોઈ શખ્સને કાંઇ મિલકત વિગેરે આપે, એમ બદદાનતથી કરે.

## અપહરણ વિશે.

### (ચોરી ઉપરથી થએલ અપહરણ.)

1. ચોરી કરવા સારૂ, કરવામાં, તેથી મળેલી મિલકત લઈ જવામાં, અથવા તેવી કોશીસમાં તે મતલબસર થવું જોઇએ.
2. બુદ્ધિપૂર્વક મોત કોઈનું આણે, અથવા બ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે.
3. અથવા મોત, બ્યથા કે ગેરવ્યાજબી અટકાવની કોશીસ થવી જોઇએ.
4. અથવા તાત્કાલીક મોત, તાત્કાલીક બ્યથા, કે તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન થવો જોઇએ.
5. અથવા એવો ભય ઉત્પન્ન થવાની કોશીસ થવી જોઇએ.

## અપહરણ વિશે.

### (જબરાઇથી કહડાવવા ઉપરથી થએલું અપહરણ.)

| |
|---|
| ૧. જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખ્સની આગળ હાજર હોવો જોઇએ. |
| ૨. અને તાત્કાલીક મોત, અથવા તાત્કાલીક વ્યથા, અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવ તે શખ્સને અથવા કોઈ બીજા શખ્સને, કરવાનો ભય તે શખ્સને થવો જોઇએ, ને જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરે. |
| ૩. એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખ્સનું મન એવું કરે કે તે શખ્સ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કહડાવેલી વસ્તુ આપી દે. |

ફેસલાઓ ઉપરથી વિશેશ સમજુતી.

પૈસા કહડાવવા સારૂ, આત્મઘાત કરવાની કોશીસના કોઈ ઢોંગ કરે, તો તેને કલમ ૩૮૭ લાગુ છે, તેથી તે વિશે કાયદો જુઓ. કોઈ માણુસ ઉપર ફોજદારી કામ ચલાવવાની ધમકી આપી જબરાઇથી કઢાવવા તજવીજ કરે, તો એવી ધમકીનો કલમ ૩૮૩ માં સમાસ થાએ છે. અને જે તોહોમતની બીક બતાવી હોએ, તે તોહોમત ખરૂં અગર ખોટું, ગમે તેમ હોએ તોપણુ તેથી જબરાઇથી કહડાવવાનો ગુન્હો થઇ શકે છે.

ડાકાઇટી.

કલમ ૩૯૫માં "ડાકાઇટી"ના ગુન્હાની સજા છે. અને કલમ ૩૯૧માં તેની વાખ્યા છે, તે નીચે મુજબ છે:—

"અગર પાંચ અથવા વધારે શખ્સો એકઠા મળીને

કાંઇ અપહરણ કરે અથવા કરવાની કોશીસ કરે, અથવા જે શખ્સો એકઠા મળીને અપહરણ કરતા અથવા કરવાની કોશીસ કરતા હોએ તે, તથા જે શખ્સો હાજર હોએ, અને તે અપહરણ અથવા કોશીસ કરવામાં સાહાય્ય કરતા હોએ, તે એ બંને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાએ, તો એ પ્રમાણે અપહરણ કરનાર, કોશીસ કરનાર, અથવા સાહાય્ય કરનાર હરએક શખ્સે "ડાકાઇટી" કરી એમ સમજવું."

સમજુતી.

આ કલમ ઉપરથી જણાશે કે મુખ્ય બાબત એ છે કે કમતીમાં કમતી પાંચ માણુસ જોઇએ. અને પાંચથી ગમે તેટલાં જાદે હોઈ શકે. એવાં પાંચ અગર જાદે માણુસો ભેગા રહીને અપહરણ કરે, અગર કરવાની કોશીસ કરે, તો, અને જે શખ્સો હાજર હોએ, અને અપહરણ અથવા કોશીસ કરવામાં સાહાય કરતા હોએ, તે બધું મળી પાંચ અગર જાદેની સંખ્યા હોએ, તો ડાકાઈટીનો ગુન્હો થઈ ચુકયો.

ખુન સાથે ડાકાઈટી. કલમ ૩૯૬.

આજ કલમ સાથે કલમ ૩૯૬ જાણવી જોઇએ. તે કલમ ખુન સાથે ડાકાઇટીની છે. તેની મતલબ એવી છે કે પાંચ અગર જાદે માણુસો, સાથે ડાકાઇટી કરતાં દરમ્યાન, તેઓ પૈકી ગમે તે કોઈ ખુન કરે, તો પાંચ અગર ગમે તેટલી જાદે સંખ્યા હોએ, તે બધા એક સરખા ગુન્હેગાર છે. અને તેઓને દેહાંત શિક્ષા, અગર જીંદગી સુધી કાળા પાણી અથવા દસ વરસની સખ્ત મજુરીની સજા થઇ શકે છે, વળી ઉપરાંત દંડ પણ થશે.

જંગમ મિલકતનો ખોટો ઉપયોગ.

કલમ ૪૦૩માં જંગમમિલકતના ખોટા ઉપયોગ વિશે હકીગત છે. તે ગુન્હા બદલ પોલીસ વગર વારંટે પકડી શકતી નથી. તોપણુ એ વિશે પોલીસે જાણવું જોઇએ કે, તે ગુન્હામાં મુખ્ય બાબતો ત્રણ છે:—

૧. જંગમ મિલ્કત હોવી જોઇએ.

૨. તેનો ખોટો ઉપયોગ થવો જોઈએ, અગર પોતાને કામે લગાડવી જોઇએ.

૩. એમ કરવામાં, તેમ કરનારની, બદદાનત જોઇએ.

સાપરાધ વિશ્વાસઘાત.

કલમ ૪૦૫માં સાપરાધ વિશ્વાસઘાત સંબંધી હકીગત છે. તેની વાખ્યા કલમ ૪૦૫માં આપી છે, તે નીચે પ્રમાણે છેઃ—

"જે માણસને કોઇ પણ રીતે કાંઇ મિલકત અથવા મિલકતપરનો અખત્યાર સોંપ્યો હોએ, તે માણસ અગર બદદયાનતથી તે મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણ શી રીતે બજાવવી એ વિશે કાયદાએ કાં હુકમ ફરમાવ્યો હોએ, તે હુકમ તોડીને, અથવા તે સોંપણ બજાવવા વિશે તેણે સાફ અથવા અર્થાત સમજાએ, એવો કાંઈ કાયદેસર કરાર કર્યો હોએ તે કરાર તોડીને, બદદયાનતથી તે મિલકત વાપરે, અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઇને કોઈ બીજાને તેમ કરવા દે, તે માણસ "સાપરાધ વિશ્વાસઘાત" કર્યો એમ સમજવું."

સમજુતી.

આ ગુન્હો બનવાને બેજ મુખ્ય બાબતોની જરૂર છેઃ—

૧. ટ્રસ્ટ, યાને કોઇ મિલકત ઉપર અખત્યાર સોંપવો.

૨. તે ટ્રસ્ટ, યાને અખત્યારનો બદદયાનતથી ખોટો ઉપયોગ યાને પોતાને કામે લગાડવું, યા તે સંબંધમાં કાયદાથી વિરૂદ્ધ તે મિલકતની વ્યવસ્થા કરવી.

ચોરીના મિલકત.

હવે ચોરીની મિલકત એટલે શું તે પોલીસે જાણવું જોઇએ. કલમ ૪૧૦માં તેની વાખ્યા છેઃ—

"જે મિલકતનો કબજો ચોરી, અથવા જબરાઇ-

ના કહડાવવાથી, અથવા અપહરણથી, એકની પાસે-થી બીજાની પાસે ગયો હોએ, તે મિલકત તથા જે મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોએ, અ-થવા જે બાબત સાપરાધ વિશ્વાસઘાત થયો હો-એ, તે મિલકતનું નામ "ચોરીની મિલકત" પાડયું છે; પછી એકની પાસેથી બીજાની પાસે જવું, અથ-વા તે સાપરાધ ખોટો ઉપયોગ, અગર વિશ્વાસઘાત, બ્રિટીશ હિંદુસ્તાનમાં, અગર બહાર થયાં હોએ તો પ-ણ; પણ અગર તે મિલકત જે શખ્સનો તે કબજા-માં લેવાનો કાયદા મુજબ હક હોએ તેવા કોઈ શખ્સ-ના કબજામાં પાછળથી આવે, તો પછી તે ચોરીની મિલકત સમજવી નહીં."

ચોરીની મિલકત બદદાનતથી રાખવાની સજા અને તેમાં શું સાબીત થવું એ ઇએ ?

બદદાનતથી ચોરીની મિલકત રાખવા બદલ ત્રણ વરસની એમાંથી ગમે તે પ્રકારની કેદની અથવા દંડ-ની, અથવા બન્ને શિક્ષા થઇ શકે છે. (જુઓ કલમ ૪૧૧) પણ તેમાં એમ સાબીત થવું જોઇએ કે, તે મિલકત ચોરીની છે, એવું જાણીને લીધેલી છે. આ ગુન્હામાં ઇરાદો એ મુખ્ય ચીજ છે. ચોરીની મિ-લકત કોને કેવી, તે ઉપરની વાખ્યામાં જણાયું છે, અને એવી ચોરીની મિલકત જે વખતે કબજા માં આવી ત્યારે ચોરીની હતી એટલાથી આ ગુન્હો સાબીત થતો નથી. પણ જાહેમાં એમ બતા-વવું જોઇએ કે કબજામાં આવતી વખતે તે ચોરીની મિલકત હતી એવું જાણવા છતાં, પણ તે રાખી છે. અગર કબજામાં આવી, ત્યારે તે ચોરીની છે એમ જાણતો ન હોએ, પણ પાછળથી તે મિલકત ચોરીની છે એમ જણાયું હોએ, ને પોતાના કબજામાં રાખી હોએ, તો પણ તેથી ગુન્હો થાએ છે.

આ કલમ પ્રમાણેના ગુન્હા સારૂ, જરૂર નથી કે તે ગુન્હો તે દેશમાંજ થવો જોઇએ. બ્રીટીશ ઇંડીઆ

માં કે બહાર ગમે ત્યાં ગુન્હો થયો હોએ, તોપણ આ કલમમાં લખેલો ગુન્હો જ્યાં પકડાય, ત્યાં ઇનસાફ થઇ શકે છે. આ ચોપડીના ક્રી-પો-કોડના વિષયમાં જોવાથી ઇનસાફ કયા ગુન્હાનો ક્યાં થઇ શકે છે, તે જણાશે. પણ હીંયાં થોડોક જરૂર જોગ ખુલાસો આપવો જોઇએ. ચોરીનો ગુન્હો ગમે ત્યાં થાએ, તોપણ ચોરીનો માલ જ્યાં પકડાએ, ત્યાં આ કલમ પ્રમાણે ઇનસાફ થઇ શકે છે. ચોરી ગાયકવાડ સરકારની હદ માં-કે નીજામ સરકારની હદમાં,-કે કાઠીઆવાડના કોઇ અખત્યારવાળા રાજ્યની હદમાં થઇ હોએ,-તો પણ જો ચોરીનો માલ, મુંબઇ, સુરત, અમદાવાદ અગર ગમે ત્યાં ઈંગ્રેજ સરકારની હદમાં પકડાએ, તો, કલમ-૪૧૧ પ્રમાણેનો ગુન્હો ઈંગ્રેજસરકારની હદમાં થયો ગણીને, તે મુજબ આ હદમાં ઇનસાફ થઇ શકે છે. કેટલાક ગુન્હાઓમાં કેદીઓને અરસ પરસ સોંપવામાં આવે છે, એવો કાયદો છે, તે બાબતના ખુલાસા સારૂ-જુઓ, આ ચોપડીના છેવટના ભાગમાં "એક્સ્ટ્રાડીશન આક્ટ"નો વિષય.

ચોરીનો માલ વગે કરવા બાબત.

આ કલમની સાથે ઘણી વખતે કામ લાગે એવી કલમ ૪૧૪ છે. તે ચોરીનો માલ વગે કરવામાં મદદ કરવાના ગુન્હાને સારૂ છે.

ટુંકામાં કહીએ તો ચોરીનો માલ રાખવાના ગુન્હાનો ગુન્હેગાર કોઈ શખ્સને ઠરાવવામાં એ બાબતોની જરૂર છે:—

૧લું.—કલમ ૪૧૦માં ચોરીની મિલકતની જે વાખ્યા આપી છે, તેમાં તે મિલકતનો સમાસ થવો જોઇએ.

૨ જું.—તોહોમતદારના કબજામાં જ્યારે તે માલ આવ્યો, ત્યારે તે ચોરીની મિલકત છે એવું તે જાણતો અગર માનતો હતો. અથવા તે જાણ્યા પછી, કબજામાં રાખી મુકી હતી.

યાદ રાખવું જોઇએ કે કાયદામાં (કલમ ૪૧૧) શબ્દો છે તે * * * **લે અથવા રાખે** * * * એમ છે.

ઠગાઇ વિષે.

હવે કલમ ૪૧૫ મા ઠગાઇની વાખ્યા છે. આ ગુન્હો પોલીસ અખ્ત્યારી નથી, તોપણ પોલીસને કામ કરતાં ઘણી વખતે આ ગુન્હા સંબંધી હકીગત જાણવાની જરૂર પડે છે. વાખ્યા એવી છે કેઃ—

"જે માણસ, કોઇ શખ્સ સાથે ફરેબ કરીને, દગલબાજીથી અથવા બદદયાનતથી એવું કરે કે જેહની સાથે ફરેબ કર્યો હોએ તે શખ્સ કોઇ શખ્સને કાંઈ મિલ્કત આપે, અથવા કોઇ શખ્સની પાસે કાંઇ મિલ્કત રેહેવા દેવાની રજામંદી આપે, અથવા અગર ફરેબ નહીં કર્યો હોએ તો જે વસ્તુ તે શખ્સ કરે નહીં અથવા કરવામાં કસુર કરે નહીં, એવી કાંઇ વસ્તુ તે ફરેબ દીધેલા શખ્સને કરવાને, અથવા તે કરવામાં કસુર કરવાને ઇરાદાથી લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોએ, કે તેથી તે શખ્સને શરીર, મન, આબરૂ, કે મિલકતની તરફની કાંઇ નુકસાની કે હાની થાએ, અથવા થશે એવો સંભવ હોએ, તો તે માણસે "ઠગાઇ" કરી એમ સમજવું.

ખુલાસો—કાંઇ હકીગતને બદદયાનતથી છુપાવવી, તે પણ આ કલમના અર્થ પ્રમાણેનો ફરેબ છે, એમ સમજવું"

વેષ લઇને ઠગાઈ, તથા કલમ ૪૧૫ માં બતાવેલ ઠગાઇના ગુન્હા બદલ સજા. (કલમ ૪૧૭)

કલમ ૪૧૬ વેષ લઇને ઠગાઇ કરવાના ગુન્હા સંબંધી છે. અને કલમ ૪૧૭ માં ઠગાઇની સજા ફરમાવી છે, તે સજા,—એક વર્ષની મુદત સુધીની બેમાંથી ગમે તે જાતની કેદ, અગર દંડ, અગર એ બેહુની—છે.

આ વિષે જાદે લંબાણ કરવાની જરૂર નથી કારણ આ ગુન્હો પોલીસ અખ્ત્યારી નથી. ફક્ત સેહેજ જાણની ખાતર આપવામાં આવે છે.

બિગાડ વિષે.

કલમ ૪૨૫ માં બિગાડના ગુન્હાની વાખ્યા છે. જુદા જુદા પ્રકારના બિગાડના ગુન્હાઓ છે. પ્રથમ, બિગાડની વાખ્યા નીચે પ્રમાણે છે:—

"લોકને અથવા કોઇ શખ્સને ગેરવ્યાજબી હાની અથવા નુકસાની કરવાના ઇરાદાથી, અથવા તેવી હાની કે નુકસાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને, જે માણુસ કાંઇ મિલકતનો નાશ કરે, અથવા કાંઈ મિલકતમાં કે તેની સ્થીતિમાં એહવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિંમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાએ, અથવા તેની કિંમત કે ઉપયોગીપણું ઓછું થાએ, અથવા તેથી તે ઉપર નુકસાન ભરેલી અસર થાએ, તો તે માણસે "બિગાડ" કર્યો એમ સમજવું.

ખુલાસો ૧લો.—જે મિલકતને નુકસાન કર્યું હોએ, અથવા જેનો નાશ કર્યો હોએ, તે મિલકતના ધણીને કાંઇ હાનિ અથવા નુકસાની કરવાનો ઇરાદો, તે ગુન્હો કરનારે કર્યો જોઇએ, એવું કાંઇ બિગાડના ગુન્હામાં જરૂર નથી. અગર કાંઇ મિલકતને નુકસાન કરીને કોઇ પણ શખ્સને ગેરવ્યાજબી હાનિ અથવા નુકસાની કરવાનો તેહનો ઇરાદો હોએ, અથવા તેવી હાનિ કે નુકસાની પોતાથી થવાનો સંભવ છે, એમ તેના જાણ્યામાં હોએ તો બસ છે, પછી તે મિલકત તે શખ્સની હોએ કે નહીં તોપણ.

ખુલાસો ૨ જો.—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા શખ્સોના રાસ ખાતાની કાંઈ મિલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બિગાડ કરી શકે."

કલમ ૪૨૬માં, બિગાડ બદલ શિક્ષા છે.

હવે "બિગાડ"ના ગુન્હા સંબંધી બાબતોમાં પોલિસનો અખ્ત્યાર કેટલો છે, તે જાણવું જોઇએ. કે-

ટલા પ્રકારના બિગાડના ગુન્હા છે, તે જાણવા સારૂ આ નીચે કોષ્ટક આપેલું છે તે ઉપયોગી થઇ પડશે. અને તે બરાબર વાંચવા પછી કાયદાની બુક જોવાની ઝાઝી જરૂર રેહેશે નહીં, એવા હેતુથી એ કોષ્ટક આપ્યું છે.

## બિગાડ.

| કલમ. | ગુન્હાનું સંક્ષેપ વર્ણન. |
|---|---|
| ૪૨૬ | બિગાડના ગુન્હાની સજા આમાં છે. |
| ૪૨૭ | બિગાડનો ગુન્હો કરીને રૂપીઆ પચાસ કે વધારેનું નુકસાન કરે, તેને લાગુ છે. |
| ૪૨૮ | બિગાડનો ગુન્હો કરે, ને તેમાં દસ રૂપીઆની કિંમત હોએ અગર વધારે હોએ, તેવાં કોઈ જાનવરને મારી નાંખે, અથવા લંગડું, લુલું કરે, તેને લાગુ છે. |
| ૪૨૯ | બિગાડ કરીને, કોઇ હાથી, ઉંટ ઘોડો, ખચ્ચર, ભેસ અથવા પાડો, ગાય, બળદ વિગેરે કોઇ ઢોરને પછી ગમેતે કિંમત હોય, તોપણ તેહને, અથવા પચાસ રૂપીઆની કે તેથી વધારે કિંમતના કોઇ બીજાં જાનવરને, મારી નાંખી જેહેર દઇ, લંગડું, લુલું અથવા નકામું કરે તેને આ લાગુ છે. જાદે હકીગત સારૂ પીનલકોડ જોવો. |
| ૪૩૦ | પાણી સીંચવાના કામોને નુકસાન કરીને અથવા પાણીનો રસ્તો હોએ તે ગેરવ્યાજબી રીતે બદલીને બિગાડ કરવાને લાગુ છે. |
| ૪૩૧ | કોઈ સરીઆમ રસ્તાને, પૂલને, અથવા નદીને નુકસાન કરીને બિગાડ કરવા બદલ છે. |
| ૪૩૨ | નુકસાન થાએ એમ કોઇ સરિઆમ ગટરને બંધ કરવા અગર રેલ આણુવા બદલના |

ગુન્હા સારૂ.

૪૩૩ દીવાદાંડી અગર દરીઆઈ કાંઇ નિશાન હોએ, તેનો નાશ કરી, ખસેડી, ઓછી ઉપયોગી કરી નાંખી બિગાડ કરે, અગર ખોટા દીવા બતાવી બિગાડ કરે, તે ગુન્હા બદલ આ કલમ છે.

૪૩૪ સરકારના હુકમથી મુકેલી કાંઇ જમીનની નિશાનીનો નાશ કરી અગર ખસેડીને બિગાડ કરવા બદલ આ કલમ છે

૪૩૫ સો રૂપીઆ અગર તેથી જાદે નુકસાન કરવાના ઇરાદાથી અગ્ની વડે અગર અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ વડે બિગાડ, અગર, જ્ન મિલકત ખેતીવાડી સંબંધની કાંઇ ઉત્પન્ન હોએ તો દસ રૂપીઆની તેની કીંમત હોએ અગર જાદે, તોપણ, તેવા ગુન્હાને સારૂ આ કલમ છે.

૪૩૬ કોઇ ઘરનો નાશ કરવાના ઇરાદાથી અગ્ની અગર અવાજ સાથે ફુટે એવા પદાથથી બિગાડ બદલ.

૪૩૭ તુટકવાળાં વાહાણનો અથવા ૨૦ ટનના ભારના વાહાણનો નાશ કરવાના ઇરાદાથી અથવા તે જોખમભરેલું થાએ, તેવો ઇરાદાપૂર્વક બિગાડ.

૪૩૮ કીત્તો—કીત્તો—મુજબનો બિગાડ અગ્ની અગર અવાજ સાથે ફુટે એવા પદાર્થથી કરવામાં આવે તો.

૪૩૯ ચોરી વિગેરે કરવાના ઇરાદાથી, વાહાણોને જમીન અગર કિનારા ઉપર ચહડાવી દેવાના ગુન્હા બદલ.

૪૪૦ મોત આણુવાના અગર વ્યથા કરવાની તૈયારી કરીને બિગાડ કરવા બદલ.

પોલીસ અખ્ત્યારી ગુન્હાઓ, ઉપર દેખાડેલા કોષ્ટકમાં કયા કયા છે, તે વિશે.

ઉપર બતાવેલા કોષ્ટકમાં કલમ—૪૨૮, ૪૨૯, ૪૩૦ ૪૩૧, ૪૩૨, ૪૩૩, ૪૩૫, ૪૩૬, ૪૩૭, ૪૩૮, ૪૩૯, તથા ૪૪૦માં પોલીસ અખ્ત્યારી ગુન્હા છે. બાકીના પોલીસ અખ્ત્યારી નથી.

સાપરાધ પ્રવેશ. વાખ્યા કલમ ૪૪૧.

હવે કલમ ૪૪૧ થી તે ૪૬૨ સુધી સાપરાધ પ્રવેશ, ગૃહ પ્રવેશ, ઘર ફોડવું, વિગેરે ગુન્હાઓ આપેલા છે. ને તે પોલીસને ઘણા જરૂરી છે. પ્રથમ સાપરાધ પ્રવેશની વાખ્યા નીચે પ્રમાણે છે:—

"જે શખ્સના કબજામાં કાંઇ મિલ્કત હોએ તે શખ્સને ધમકી દેવાના, તેહેનો તિરસ્કાર કરવાના, અથવા તેહને દૂખ આપવાના ઇરાદાથી, તે મિલકત મધે, અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે; અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી, તેહવા કોઇ શખ્સને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના અથવા તેહને દૂખ આપવાના, ઇરાદાથી, અથવા કાંઈ ગુન્હો કરવાના ઇરાદાથી, જે માણુસ કાયદા વિરૂદ્ધ ત્યાં રહે, તે માણુસે સાપરાધ પ્રવેશ કર્યો એમ સમજવું."

ગૃહ પ્રવેશ. વાખ્યા કલમ ૪૪૨.

તેમજ "ગૃહ પ્રવેશ" ની વાખ્યા નીચે પ્રમાણે છે:—

"કાંઇ ઇમારત, તંબુ, તથા વાહાણ જે માણુસને રેહેવાના ઠેકાણાં દાખલ વપરાતું હોએ, તેહમાં, અથવા કાંઇ ઇમારત પૂજાસ્થાન અથવા માલ રાખવાના ઠેકાણાં દાખલ વપરાતી હોએ તેહેમાં, પેસીને, અથવા તે મધ્યે રહીને જે માણુસ સાપરાધ પ્રવેશ કરે, તેણે "ગૃહ પ્રવેશ" કર્યો એમ સમજવું.

ખુલાસો—પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરના કાંઈ પણ ભાગનો પ્રવેશ થાએ, તો ગૃહ પ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે.

ગુપ્ત ગૃહ પ્રવેશ. વાખ્યા કલમ ૪૪૩.

તેમજ "ગુપ્ત ગૃહ પ્રવેશ" ની વાખ્યા નીચે પ્રમાણે છે:—

"કોઇ માણસ ગૃહ પ્રવેશ કરે, અને તેણે આગળથી એવી તતબીર કરી હોએ કે જે ઇમારત, તંબુ અથવા વાહાણ તે પ્રવેશનું સ્થાન હોએ તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેહને બાહાર કાહાડી મુકવાનો જેહનો હક હોએ, એહવા કોઈ શખ્સથી તે ગૃહ પ્રવેશ છાનો રહે, તો તે માણસે "ગુપ્ત ગૃહ પ્રવેશ" કર્યો એમ સમજવું."

રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ, વાખ્યા કલમ ૪૪૪.

કલમ ૪૪૪માં,—રાતે ગુપ્ત ગૃહપ્રવેશની વાખ્યા આપી છે કે:—"સૂર્યનો અસ્ત થયા પછી તથા સૂર્યનો ઉદય થતાં પેહેલાં જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, તેણે-રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કર્યો એમ સમજવું."

ઘર ફોડવું. વાખ્યા કલમ ૪૪૫.

હવે કલમ ૪૪૫માં ઘર ફોડવાની વાખ્યા છે, તે નીચે પ્રમાણે:—

"કોઈ શખ્સ ગૃહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેહના કોઈ પણ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નીચે બ્યાન કરેલા છ પ્રકારોમાંના કોઇ પણ પ્રકારે કરે, અથવા ત્યાંહાં કાંઇ ગુનોહ કરવાના કારણ સર તે ઘર મધ્યે અથવા તેહના કોઇ પણ ભાગ મધ્યે ગયા પછી, અથવા તે મધ્યે કાંઇ ગુનોહ કરી રહ્યા પછી, અગર તે શખ્સ તે ઘર મધ્યેથી અથવા તેના કોઇ પણ ભાગ મધ્યેથી તે છ પ્રકારોમાંના કોઇ પણ પ્રકારે બહાર નિકળે, તો તે શખ્સે "ઘર ફોડવાનો ગુન્હો" કર્યો એમ સમજવું. તે પ્રકારોની વિગત:—

પેહેલો.—તે ગૃહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોએ, અથવા તે ગૃહપ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઈ માણસે જે રસ્તો કર્યો હોએ, એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે, અથવા બહાર નિકળે, તો.

બીજો.—પોતે અથવા તે ગુનાહમાં મદદગારી કરનાર કોઇ માણસ એ શિવાએ બીજા કોઇ શખ્સે

માણસને પેસવા માટે કર્યો નહીં હોએ, એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે, અથવા કોઈ ભીત અથવાં ઇમારતપર સીડીથી અથવા બીજી રીતે ચહડી જઇને જે રસ્તો હાથ લાગે એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે, તો.

ત્રીજો—તે ગૃહપ્રવેશ કરવા માટે, તે ઘર મધ્યે રેહેનારા માણસે જે સાધન વડે કાંઈ રસ્તો ઉઘાડવાનો ઇરાદો રાખ્યો નહીં હોએ એવાં કાંઇ સાધન વડે પોતે, અથવા તે ગૃહપ્રવેશમાં મદદગારી કરનારા કોઈ શખ્સે જે રસ્તો ઉઘાડ્યો હોએ એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે તો.

ચોથો—તે ગૃહપ્રવેશ કરવા માટે, અથવા કાંઈ ગૃહપ્રવેશ કર્યા પછી તે ઘરમાંથી બહાર નિકળવા માટે, અગર તે કાંઈ કળ ઉઘાડીને માંહે જાએ, અથવા બહાર નિકળે, તો.

પાંચમો.—સાપરાધ બળ વાપરીને, અથવા હુમલો કરીને અથવા કોઈ શખ્સને હુમલાનો ડર દેખાડીને, અગર તે માંહે જાએ, અથવા બહાર નિકળે, તો.

છઠ્ઠો.—જે રસ્તેથી કોઈ એ પ્રમાણે આવે જાએ નહીં એટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણતો હોય તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગૃહપ્રવેશમાં મદદગારી કરનાર કોઇ શખ્સે ઉઘાડેલો છે, એમ તે જાણતો હોએ, એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે જાએ અથવા બહાર નિકળે, તો.

ખુલાસો.—કાંઈ ઉપગૃહ અથવા ઇમારત કોઇ ઘરની સાથેજ ઉપભોગમાં આવતી હોએ, અને તે ઉપગૃહ તથા ઘર એઓની વચ્ચે બીજે કેથાં ન જતાં એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોએ, તો તે ઉપગૃહને તે ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો."

રાતે ઘર ફોડવું, કોને કહે. (કલમ ૪૪૬.)

ઉપર પ્રમાણેનો ગુન્હો, સુરજનો અસ્ત થયા પછીથી તે પાછો સુરજ ઉગે, તે દરમ્યાન થાએ, તો "રાતે ઘર ફોડવાનો" ગુન્હો થયો એમ સમજવું.

એ દરેક ગુન્હા બદલ શું શિક્ષા છે, તે વિશે જાદે લંબાણથી હીંયાં આપવાની જરૂર નથી. ફકત એટલુંજ ટુંકમાં આપવાની જરૂર છે કે—

'સાપરાધ પ્રવેશ'માં ત્રણ મહીના મુદત સુધીની બેમાંથી ગમે તે પ્રકારની કેદ, અથવા પાંચસેંહ રૂપીઆ સુધી દંડ, અથવા એ બેહુની શિક્ષા થઈ શકે. (કલમ ૪૪૭.)

'ગૃહ પ્રવેશ'માં એક વર્ષની મુદત સુધીની બેમાંથી ગમે તે પ્રકારની કેદ, અથવા એક હજાર રૂપીઆ સુધીનો દંડ, અથવા એ બન્નેની શિક્ષા થઇ શકે. (કલમ ૪૪૮.)

'ગુપ્ત ગૃહ પ્રવેશ' અથવા 'ઘર ફોડવા' બદલ બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, **અને વળી** તે દંડને પણ લાયક થશે. (કલમ ૪૫૩.)

કેદની શિક્ષા થઇ શકતી હોએ એવા ગુન્હા કરવા સારૂ ગુપ્ત ગૃહ પ્રવેશ કરવા અથવા ફોડવા બદલ,—ત્રણ વરસની મુદત સુધીની બેમાંથી ગમે તે પ્રકારની કેદની સજા થઇ શકે, અને **વળી** તે દંડને પણ લાયક થશે.

અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોએ, તો તે કેદની મુદત દસ વર્ષ સુધીની થઇ શકે. (ક૦ ૪૫૪)

કેદની શિક્ષા થઇ શકતી હોએ એવો ગુન્હો કરવા સારૂ રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ કરવા અથવા ઘર ફોડવા બદલ, પાંચ વરસની મુદતની બેમાંના ગમે તે પ્રકારની સજા થાએ, અને **વળી** દંડને પણ લાયક થશે. અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઈરાદો રાખ્યો

હોએ, તો તે કેદની મુદત ચૌદ વરસ સુધીની થઇ શકે.

ફેસલાઓ ઉપરથી સમજુતી.

કલમ ૪૪૧માં જે સાપરાધ પ્રવેશનો ગુન્હો બતાવ્યો છે, તે પછી, બાકીની બધી બીજી કલમોમાં, કેટલીક બાબતોના વધારાથી જુદી જુદી જાતના ભારે ગુન્હા તથા તે બદલ સજા દર્શાવી છે. "સાપરાધ પ્રવેશ"માં નીચે પ્રમાણે બાબતોની જરૂર છેઃ—

૧—બીજાના કબજામાં હોએ, તેવી મિલકતમાં, અગર ઉપર જવું યાને દાખલ થવું.

૨—ગુન્હો કરવાનો, અગર ધમકી આપવાનો, તિરસ્કાર કરવાનો, અગર દુખ આપવાનો ઇરાદો.

પ્રથમ કાયદેસર દાખલ થયા બાદ ગેરકાયદેસર તે મિલકત ઉપર અગર માંહે ઉપર બતાવેલાં કારણસર રહે, તો તે પણ ગુન્હો થાએ છે.

કલમ ૪૪૧ તથા ૪૪૨માં તફાવત.

સાપરાધ પ્રવેશમાં, આખા શરીરથી દાખલ થવું જોઇએ.

ઘર પ્રવેશમાં, આખા શરીરથી દાખલ થવાની જરૂર નથી. શરીરનો અમુક ભાગ દાખલ થયો, તોપણ બસ છે.

ઘર ફોડવા વિશે સમજુતી.

કલમ ૪૪૫માં બતાવેલી છ રીતમાંથી કોઈ પણ રીત પ્રમાણે ઘરમાં અગર ઘરના કોઈ ભાગમાં પેસે, અગર ગુન્હો કરવા ઘરમાં પેઠો હોએ, અગર ગુન્હો કરી રહ્યો હોએ, તે પછી ઘરમાંથી બહાર નિકળે તે એ છ રીતોમાંની કોઇ રીત પ્રમાણે નિકળે, તો તેણે ઘર ફોડયું, એમ ગણી શકાશે.

રાત વખતે ઘરની દીવાલ ચડીને ઘરમાં જવું, એથી પણ ઘર ફોડવાનો ગુન્હો થાએ છે.

સાપરાધ પ્રવેશ વિગેરેમાં પુરાવો.

કોઈ તોહોમતદારનો પ્રવેશમાં ગુન્હો કરવાનો ઇરાદો હતો, એમ સાબીત કરી આપવાનું કામ ફરીઆદીનું છે, એમ પૂરાવાનો સામાન્ય નિયમ છે. જ્યાંસુધી ગુન્હાહીત ઠરાવવા લાયક બાબતનો કાયદા પ્રમાણે પુરાવો-

રજુ ન થાએ, ત્યાંસુધી, હરકોઈ શખ્સ બિન ગુન્હેગાર છે, એમ કોરટ માની લેશે. પણ આવી બાબતોમાં આગળ પાછળની હકીગત ઉપર ઘણો વિચાર કરવાની જરૂર છે. અને તે એકંદર રીતે લેતાં એવી શક ભરેલી હોએ, કે તેનો સંતોષકારક જવાબ નહીં આપી શકાએ, તો કોરટે, તે ઉપરથી, ગુન્હાનો ઇરાદો હતો, એમ માની લેવું જોઇએ.

કલમ ૪૬૩થી તે કલમ ૪૮૯ સુધીમાં, લેખ સંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓ સંબંધી ગુન્હાઓ બતાવ્યા છે. પોલીસને તે સાથે ઝાઝો સંબંધ ન હોવાથી, તે આપીને લંબાણ કરવાની જરૂર નથી.

તેમજ કલમ ૪૯૦, ૪૯૧, ને ૪૯૨—એ નોકરીના કરાર તોડવાના ગુન્હા વિશે છે.

કલમ ૪૯૩થી ૪૯૮ સુધીના ગુન્હા લગ્ન સંબંધી છે. જેમાં છીનાળાનો ગુન્હો (કલમ ૪૯૭) તથા પરણેલી સ્ત્રીને સાપરાધ ઇરાદાથી ફોસલાવી લઈ જવાનો ગુન્હો (કલમ ૪૯૮) આવી જાએ છે.

કલમ ૪૯૯માં **"ડીફેમેશન"**—એટલે આબરૂ લેવા બાબતનો ગુન્હો છે. અને કલમ ૫૦૨ સુધી તેના પ્રકારો છે.

કલમ ૫૦૩થી સાપરાધ ધમકી વિગેરે ગુન્હાઓ છે, તે કલમ ૫૧૦ સુધી છે. તેમજ જે ગુન્હાઓને માટે સમુદ્ર પારની અથવા કેદની શિક્ષા ઠરાવી છે, તે ગુન્હા કરવાની કોશીસ કરવાની શિક્ષા સારૂ કલમ ૫૧૧ છે. ને આ કલમથી ઇન્ડીઅન પીનલકોડ પુરો થાએ છે.

આ કલમો વિશે પોલીસને વધારે જાણવાની અગત્ય ન હોવાથી હીંયાં તે વિશે કાંઇ આપવામાં આવ્યું નથી. જરૂર પ્રસંગે તે બાબત કાયદો જોવાથી જણાશે.

# ક્રીમીનલ પ્રોસીજર કોડ.

## પ્રકરણ ૫ મું.

આ પ્રકરણમાં ક્રીમીનલ પ્રોસીજર કોડમાંથી જરૂર જોગ બાબત આપવામાં આવી છે. મુખત્વે કરીને જે હકીગત પોલીસને ઉપયોગી છે તેજ, અગર જાણુવા જોગ છે, તેજ આપી છે. આ બાબત આ ચોપડીના ભાગ. ૧ લામાં કેટલીક હકીગત આપેલી છે, તે હિંયા ફરીથી આપી નથી.

ભટકનારા તથા શકદાર શખ્સોએ સારી ચાલ ચાલવા બાબત જામીન આપવા વિશે.

પ્રથમ કહ્યું છે તેમ પોલીસનું પેહેલું કામ ગુન્હા થતા અટકાવવાનું છે. અને તે બાબતમાં મૂખ્ય સાધન એ છે કે પોતાની હદમાં નઠારી ચાલના તથા ભટકનારાઓ કોણ છે, તેઓ પોતાનું ગુજરાન કેવી રીતે ચલવે છે, અને જો તેઓ સંતોષ કારક રીતે ગુજરાન ચલાવતા ન હોએ, તો તેઓના સંબંધમાં પોલીસને શું અખત્યાર છે, તે જાણવું જોઈએ. ક્રી–પ્રો–કોડની કલમ ૧૦૯માં આ વિશે ફરમાવ્યું છે કેઃ–

"જ્યારે જ્યારે કોઇ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે–

અ કે કોઇપણ શખ્સ સદરહુ માજીટ્રેટની હકુમતની સ્થાનીક હદમાં પોતાની હાજરી છુપાવવાને પૂર્વોપાય કરે છે અને સદરહુ શખ્સ કાંઇ ગુન્હો કરવાના હેતુથી આવા ઉપાયો કરે છે, એવું માનવાનું કારણ છે, અથવા

ય કે સદરહુ હદમાં એવો કોઇ શખ્સ છે કે જે-ની પાસે ગુજરાનનું કાંઇપણ સાધન દેખાતુ નથી, અથવા જે પોતાને વિશે કાંઇ ખાતરી લાયક હકીગત કહી શકતો નથી;

ત્યારે ત્યારે છ મહીના કરતાં વત્તી ન હોએ એવી જે મુદ્દત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે, તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખ્સને શા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખ્સને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખ્ત્યાર છે."

ગુન્હો કરવાની ટેવ હોએ તેઓના જામીન વિશે.

વળી કલમ ૧૧૦માં એમ પણ બતાવ્યું છે કે જ્યારે કોઇ શખ્સને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની, અગર ચોરીની મિલકત ચોરીની છે એમ જાણવા છતાં રાખવાની, અગર જબરાઇથી કહડાવવાની, અથવા તે સારૂ ભય ઉત્પન્ન કરવાની અગર ભય ઉત્પન્ન કરવાની કોશીસ કરવાની ટેવ છે, ત્યારે ત્રણ વરસની મુદત સુધીના સારી ચાલ ચાલવાના જામીન તથા ખત લઈ શકાએ છે. પ્રેસીડન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, ડીવીઝનલ માજીસ્ટ્રેટ અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ જેને સરકારે ખાસ રીતે અખ્ત્યાર આપ્યો હોએ, તેને આવો અખ્ત્યાર છે.

જાદે સમજુતી તથા ફેસલા ઉપરથી ટીકા.

એ વિશે કાંઈ પણ જાદે લંબાણથી રીત વિશે હકીગત આપવાની જરૂર નથી. તેથી તે વિશે કાયદો જોવો જોઇએ. પણ એના સંબંધમાં જાણવા જોગ હકીગત નીચે પ્રમાણે છે.

જેમ ગુન્હો સાબીત કરતાં મજબુત, પાકો, અને ખાતરીથી સાબીતી બતાવી આપનાર પૂરાવો હોએ છે, તેટલે દરજ્જે મજબુત પૂરાવો આવા કામોમાં ઘ-

ણું કરીને હોઇ શકે નહીં. તેથી જો કે સંતોશકારક પૂરાવો તો જોઇએજ, તોપણ તેટલે દરજજેનો અતીશય મજબુત પૂરાવો કોર્ટ ઘણુંકરી માંગશે નહીં. તો પણ ફક્ત શક ઉપરથી અગર તેની પેસ્તરની નઠારી ચાલ ઉપરથી અગર પેસ્તરની તેને થએલ સજા ઉપરથી, અગર એવાં બીજાં કારણોથી, સંતોશકારક પૂરાવો માનીને તેઓ પાસે જામીન અગર ખત માંગવાનું વ્યાજબી ગણાતું નથી. અમુક માણસે પેસ્તર ગમે તેવો ગુન્હો કર્યો ને સજા થઇ હોએ, તો પણ તે સજા ભોગવી પાછો આવ્યા પછી, પ્રથમ મુજબ નઠારી ચાલનોજ તે રહ્યો છે, એમ અવશ્ય માની શકાયજ નહીં. તેણે પોતાની ચાલચલગત એટલે દરજજે સુધારી હોએ કે તે બીલકુલ બદલાઇજ ગયો હોએ. તેમજ પ્રથમ કાંઈ ગુજરાનના સાધન ન હોએ, તેને પાછળથી તેવાં ઘણાં સાધનો જડી ગયાં હોએ, એમ પણ બન્યું હોએ. ત્યારે **હવે કેટલો પૂરાવો, કેવો પૂરાવો, ને કોનો,–પૂરાવો** જોઇએ, તેનો કાંઇક કયાસ જાણવા ખાતર નીચેની હકીગત યાદ રાખવી.

૧. પેસ્તર તેને સજા થઇ છે કે કેમ, શું કામમાં કેટલી, તેના દાખલા વિગેરે રજુ કરવા.

૨. તે પોતાની જીંદગી કેવી રીતે ચલાવે છે? તેના સોબતીઓ કોણ છે, તેનો ધંધો રોજગાર શું છે, તેની માસીક અગર વારસીક ઉપજ શું છે!

૩. તેચે શું ખરચ છે, તેના પ્રમાણમાં ઉપજ છે, કે કેમ? ઓછી હોએ તો, તે ઉડાવે છે કયાંથી, વિગેરે.

૪. દારૂ પીનાર, રંડીબાજ, અગર એવો વ્યસની છે કે કેમ,–જુગારીઓ વિગેરેથી દોસ્તી રાખે છે કે કેમ?

૫. રાતનાં દસ અગીયાર વાગા પછી વિનાકારણ બહારનિકળતો, ભટકતો કોઇ તેને જોએ છે કે કેમ?

ને તે વિશે શું કારણ બતાવે છે ?

૬. કેટલાક નઠારી ચાલના, પણ અક્કલવાળા માણસો, એવા હોએ છે કે નામનો ધંધો કરે છે, બાકી ખરી રીતે જોઇએ તો ધંધો હોતો નથી તેથી તેમ છે કે કેમ ?

૭. બીજી કોઇ ખાસ હકીગતથી તેને શકદાર ગણવાનું કારણ હોએ તો તે હકીગત.

ઉપર પ્રમાણે પૂરાવો ભેગો કરવાની રીત છે.

આવો પૂરાવો, પોલીસના માણસોનો, સરકારી દફતરો ઉપરથી, ગામના રેહેનાર લોકોનો, અને મુખ્યત્વે કરીને આડોશી પાડોશીઓનો મેળવવો જોઇએ.

એ પૂરાવાથી જો એમ ખાતરી થાએ કે પ્રથમથી તે માણસ નઠારી ચાલનો હતો, ને હજી તેની ચાલ સુધરી નથી, પણ તેટલીજ નઠારી રહી છે, તો કોરટ તેટલાથી સંતોશ માની તેને જામીન આપવા હુકમ કરી શકે.

એક જગે ઘણા એવા માણસો હોએ, ને ઘણાના આવી રીતે જામીન લેવાડવા હોએ તો, પ્રત્યેક માણસ બદલ જુદો જુદો પૂરાવો આપી, પ્રત્યેકની વિરૂદ્ધ સાબીતી કરી આપવાની જરૂર રેહે છે.

આ કલમોનો હેતુ ગુન્હા અટકાવવાનો છે. ગુન્હા બદલ સજા કરવાનો નથી. તો પણ પોલીસના રીપોર્ટથીજ, અગર અનુમાનથી જામીન માંગી શકાતો નથી. પણ કાયદામાં ફરમાવેલી રીતે તે શકદારની હાજરીમાં પૂરાવો રીતસર લેવો જોઇએ. તે માણસને આગળ સજા થઈ હતી, તેથી તે લોકોને ધાસ્તી ભરેલો માણસ માની લેવાતો નથી. તેવોને તેવોજ નઠારો છે એમ સાબીતી જોઇએ. જુઓ નામદાર મુંબઈ હાઇ કોરટનો ફેસલો. રાજા વલદ સાહેબના કામમાં. ઈં. લો. રીપોર્ટ વાલ્યુમ ૧૦. મુંબઈ સીરીઝ. પાનું ૧૭૪.

વળી જુઓ,–ક્વીન એમપ્રેસ—વિરૂદ્ધ—અબદુલ કાદર વિગેરે. ઈ. લો. રી. વાલ્યુમ ૯ મું. અલાહબાદ સીરીઝ. પાનું ૪૫૨.

સુલેહનો ભંગ ન થવાના જામીન લેવાની રીત બાબત, તથા અમુક ગુનહાના ગુનહેગાર ઠરાવ્યા પછી જે સારી ચાલના જામીન લેવામાં આવે છે, તે હકીગત જુદી છે, અને તે વિશે કાયદો જુઓ.

કાટલાં તથા માપ તપાસના બાબત પોલીસનો અખ્ત્યાર.

કાટલાં તથા માપ વિશે પોલીસનો અખ્ત્યાર કેટલો છે, તે કલમ ૧૫૩ માં બતાવેલો છે. જ્યારે પોલીસ સ્ટેશનના ઉપરી અમલદારને એમ માનવાનું કારણ હોએ કે પોતાની હદમાં કોઈ જગે એવાં ખોટાં કાટલાં તથા માપ વાપરવામાં આવે છે, ત્યારે વગર વારંટે, હર કોઇ એવી જગે તે અમલદાર જઈ શકે છે. એવાં ખોટાં માપ અગર વજન જડે તો તે જપ્ત કરવાનો તેનો અખ્ત્યાર છે, અને અખ્ત્યારવાળા માજીસ્ટ્રેટને તેમ કર્યાની તેણે ખબર આપવી જોઇએ.

એ ગુનહા બદલ પીનલ કોડની કલમો ૨૬૪, ૨૬૫, અને ૨૬૬ પ્રમાણે કામ ચલાવી શકાએ છે.

ક્રી. પ્રો. કોડની કલમ ૨૬૦ પ્રમાણે આ ગુનહાનો ઇનસાફ **"સમરી ટ્રાયલ"** એટલે સંક્ષેપ રીતે, અખ્ત્યારવાળો માજીસ્ટ્રેટ કરી શકે છે.

**નોટ**—પીનલ કોડની કલમ ૨૬૪,–તોળવાના ખોટાં યંત્ર દગલબાજીથી વાપરવા બદલ છે.

પીનલ કોડની કલમ ૨૬૫,–ખોટાં કાટલાં અથવા માપ, દગલબાજીથી વાપરવા બદલ છે.

પીનલ કોડની કલમ ૨૬૬,–ખોટાં કાટલાં અથવા માપ, પાસે એટલે પોતાના કબજામાં રાખવા બદલની છે.

તેમજ તેવાં ખોટાં કાટલાં અથવા માપ બનાવવા અથવા વેચવા બદલ કલમ ૨૬૭મી પી-

નલ કોડની છે.

હવે પોલીસ અખ્ત્યારી ગુન્હાની ફરીઆદ થાએ છે, ત્યારે તે કેવી રીતે લખી લેવાએ છે તથા તે વિશે જાદે શું કાયદાના નિયમો છે, તે બાબત આ ચોપડીના પ્રથમ ભાગમાં હકીગત આપેલી છે. તેથી જાદે લંબાણુ હિંયા કરવામાં આવેલ નથી.

ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૦, ૧૬૧. પોલીસ અખ્ત્યારી ગુન્હામાં પોલીસ તરફથી સમન્સ તથા ખરું બોલવાની કાયદાએ નાંખેલી ફરજ.

એવા કામમાં કલમ—૧૬૦ ના આધારે હર કોઇ શખ્સને તપાસ ચલાવનાર પોલીસ અમલદાર સાક્ષી સારૂ લેખી હુકમથી બોલાવી શકે છે, ને તે આવવા બંધાએલો છે. જે સમન્સ એ કલમ પ્રમાણે મોકલાએ છે, તે "ડુપ્લીકેટ" એટલે બેવડો મોકલાતો નથી. ફક્ત એકવડો મોકલાએ છે. તેને હાજર થએથી પુછવામાં આવે ત્યારે તે પોતે ગુન્હેગાર ઠરે, તેવા સવાલ શિવાએ, બીજા તમામ સવાલોના સાચા જવાબ દેવા સારૂ બંધાએલો છે. આગળ આવો કાયદો નહતો, પણ હાલના કાયદામાં આ પ્રમાણે ઠરેલું છે. અને તે કંઈ જુઠા જવાબ આપે, તો, જો કે પોલીસ અમલદાર આગળ કસમ ઉપર જુબાની લેવામાં આવતી નથી, તો પણ સાચું બોલવાની કાયદાએ ફરજ પાડી છે, (કલમ ૧૬૧ પ્રમાણે) તેથી ઈ. પી. કોડ. કલમ ૧૯૩ પ્રમાણે તેણે ગુન્હો કર્યો એમ ગણી તેને સજા થઇ શકે છે.

આ વિશે જાદે હકીગત આ ચોપડીના **"ઈન્ડીયન પીનલ કોડ"**ના પ્રકરણમાં બતાવી છે, તે જુઓ.

પોલીસ આગળ થએલી કબુલત, માજીસ્ટ્રેટ આગળ થએલી કબુલત, મરતી વખતની જુબાની વિગેરે સારૂ, આ ચોપડીમાં "પુરાવા સંબંધી" પ્રકરણમાં હકીગત લંબાણથી આપેલી છે, તે જોવી જોઇએ.

ડાએરીઓ તથા પોલીસ ટીપણ વિશે.

હવે પોલીસની "ડાએરીઓ" યાને રોજનામાં વિશે તથા તેઓએ લખી લીધેલી જુબાનીઓ જેને ટી-

પણ કહે છે, તે વિશે ઘણી હકીગત જાણવા જેવી છે. ક્રી. પ્રો. કોડની કલમ ૧૭૨ પ્રમાણે એ ડાએરી રાખવાની છે. એ કલમ ઘણી અગત્યની હોવાથી નીચે આપી છે:—

"આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીસ અમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજ રોજ એક રોજનામામાં લખવું, તે મધ્યે પોતાની પાસે ખબર ક્યારે આવી તે વખત, પોતે તપાસ ક્યારે કરવા માંડી તથા ક્યારે બંધ કરી તે વખત, જે જે જગાએ પોતે જઇ આવ્યો હોએ, તેઓના નામ, તથા પોતે કરેલી તપાસથી જે જે હકીગત માલમ પડી હોએ, તેની વિગત, એટલી વાત લખવી.

પોતાની આગળ જે મુકરદમાની ચોકશી અથવા ઇનસાફ ચાલતો હોએ તે મુકરદમા બાબત પોલીસના રોજનામાં હોએ તે રોજનામાં મંગાવવાનો, અને તે રોજનામાં તે મુકરદમામાં પૂરાવા દાખલ નહીં પણ તે ચોકશીમાં અથવા ઇનસાફમાં પોતાને મદદ મળે એટલા સારૂ વાપરવાનો હર કોઇ ફોજદારી કોરટને અખ્ત્યાર છે. તોહોમતવાળાને અથવા તેના મુખ્ત્યારોને તે રોજનામાં મંગાવવાનો હક નથી, અથવા કોરટે તે જોવા લીધાં એટલાજ સબબથી તે જોવાનો તોહોમતવાળાને અથવા તેના મુખ્ત્યારોને હક નથી; પણ જે પોલીસ અમલદારે તે રોજનામાં લખ્યાં હોએ, તેણે પોતાની યાદદાસ તાજી કરવા સારૂ તે કામમાં લીધાં હોએ, અથવા તે પોલીસ અમલદારને ખોટો પાડવા સારૂ કોરટે તે કામમાં લીધાં હોએ, તો સન ૧૮૭૨ ના હિંદૂસ્તાનના પુરાવાના આકટની ૧૬૧ મી અથવા ૧૪૫મી, જેમ હોએ તેમ કલમના ઠરાવો લાગુ પડશે."

નામદાર સરકારનો ઠરાવ એવો છે કે ખુન, ડાકા-

છુટી અને એવા મહત્વના ગુન્હાઓમાં કોરટને ઇન-સાફના કામમાં મદદ મળે, તે સારૂ પોલીસ અમલદાર જોગે તે કામની તપાસ કરી હોએ, તેના રોજનામાંની તે કામને લગતી તમામ નકલો, અવશ્ય "ચારજશીટ" સાથે પ્રથમથીજ મોકલવી જોઇએ

કલમ ઉપર આપેલી છે તેથી જણાશે કે કોરટ રોજનામાં મંગાવી શકે છે, પણ ફકત તેટલાજ ઉપરથી, અગર "ચારજશીટ" સાથે મોકલવામાં આવેલ હોએ તેટલાજ ઉપરથી તોહોમતદારનો તે જોવાનો હક થતો નથી. કોરટજ ફકત જોઇ શકે છે. ત્યારે **તોહોમતદારનો કયારે હક થાએ છે ?** તેનો જવાબ એજ કલમમાં છે, અને તે એ છે કે,--જો તપાસ કરનાર અમલદારને સાક્ષી તરીકે બોલાવ્યા હોએ, ને તેની સાક્ષી કોરટમાં ચાલતા દરમ્યાન તેને કાંઇ સવાલ પુછવામાં આવે અને તેનો જવાબ દેવામાં તે ડાએરીમાં જોઇ પોતાની યાદદાસ્ત તાજી કરે, તો પછી તોહોમતદારનો તે ડાએરીઓ જોવાનો હક થઇ ચુકયો. અથવા તેને ખોટા પાડના તેના રોજનામા કોરટે કામમાં લીધાં હોએ, તોપણ તે ડાએરીઓ જોવાનો તોહોમતદારનો હક થઈ ચુકયો.

યાદદાસ્ત તાજી કરવા વિશે, તેમજ ખોટા પાડવા વિશે આ ચોપડીના "પુરાવા"ના પ્રકરણમાં હકીગત આપેલી છે, તે જુઓ.

પોલીસ ટીપણો

હવે "પોલીસ ટીપણો" એટલે શું, તે જાણવું જોઇએ. અખ્ત્યારી ગુન્હાની તપાસ કરતાં દરમ્યાન સાક્ષીદારોને બોલાવી, સવાલો પુછીને તેઓની કહેલી હકીગત લખી લેવામાં આવે છે, તે પોલીસ ટીપણો કેહેવાએ છે. જરૂર નથી, તેમ ફરજ પણ નથી, કે એવી જુબાની લખીજ લેવી જોઇએ. તેવો કાંઇ કાયદો નથી. પણ પોલીસના પોતાના ઉપયોગ સારૂ તે

ઘણુંખરૂં લખી લેવામાં આવે છે.

એવાં ટીપણોને "ચારજશીટ" સાથે મોકલવાની કાંઇ પણ જરૂર નથી. ડાએરીઓ જેમ મોકલવા નામદાર સરકારનો ઠરાવ છે તેમ આવાં પોલીસ ટીપણો વિશે કાંઇ ઠરાવ નથી. અને તે સામાન્ય રીતે મોકલાતાં પણ નથી. આ વિશે કેટલાક જીલ્લામાં એક સરખો વહીવટ ચાલતો નથી. કેટલાક પોલીસ હાકીમો જ્યારે ટીપણો "ચારજશીટ" સાથે મોકલે છે, ત્યારે કેટલાક નથી મોકલતા; પણ મોકલવાની જરૂર નથી. તેમજ ડાએરીઓ કોરટ મંગાવી શકે છે, એમ કાયદામાં જેમ સ્પષ્ટ લખ્યું છે, તેમ ટીપણો મંગાવવા બાબત કાંઇ કાયદો પણ સ્પષ્ટ રીતે કહેતો નથી.

પોલીસ ટીપણો વિશે થએલા ફેસલાઓ.

પણ આ ટીપણોના સંબંધમાં જે ફેસલાઓ છે તે વિશેષ રીતે જાણવા જેવા છે. પ્રથમ ફેસલો નામદાર મુંબઈ હાઇ કોરટનો, હાઇ કોરટ રીપોર્ટ વાલ્યુમ ૧૧ પાને ૧૨૦, રાણી વિરૂદ્ધ–ઉત્તમચંદ કપુરચંદનો છે. તેમાં નામદાર હાઇ કોરટે ઠરાવ્યું છે કે, પોલીસના ટીપણો પૂરાવામાં આવ્યા નથી. પણ જે પોલીસ અમલદાર આગળ તે જુબાનીઓ થઇ હોએ, તે અમલદારને તે વિશે સવાલો પુછી શકાએ છે. અને યાદદાસ્ત તાજી કરવા સારૂ, તે માણસ તેનો ઉપયોગ કરી શકે છે. અને તેમ કરે, તો તેને પૂરાવાના આક્ટની કલમ ૧૫૯ લાગુ પડે છે.

તે પછી એજ નામદાર કોરટના બે બીજા અગત્યના ફેસલાઓ એ સંબંધમાં થયા છે, તે પણ ઘણા ઉપયોગી અને પોલીસને જાણવા જોગ છે. તે કવીન એમપ્રેસ–વિરૂદ્ધ સીતારામ વિઠ્ઠલનો (ઈ. લા. રીપોર્ટ વાલ્યુમ ૧૧ મુંબઈ સીરીઝ, પાનું ૬૫૭ જુઓ.) તથા કવીન એમપ્રેસ–વિરૂદ્ધ ઇસમાલ વલદે ફતરૂનો–(ઇ. લા. રીપોર્ટ. મુંબઇ સીરીઝ. વાલ્યુમ ૧૧

પાનું ૬૫૯ જુઓ.)

ઉપલામાંના સીતારામના કેસમાં નામદાર કોરટે એવું ઠરાવ્યું છે કે, ક્રી. પો. કોડની કલમ ૧૬૨ મી પ્રમાણે પોલીસ આગળ કોઇ શખ્સે કહેલા મજકુરને "જુબાની" તરીકે ગણાય નહીં. તે પૂરાવામાં ગ્રાહ્ય નથી, તો પણ પુરાવાના આકટની કલમ ૧૫૯ને આધારે, **જે પોલીસ અમલદારે તે મજકુર લખી લીધો હોએ તે, પોતાની યાદદાસ્ત તાજી કરવા ખાતર,** વાપરી શકે. વળી, જે શખ્સે તે મજકુર કહ્યો હોએ, તેને પણ તે વિશે સવાલ પુછી શકાએ, અને તેને ખોટો પાડવા ખાતર, તે પોલીસ અમલદારને પોતાને, અગર જેની સમક્ષ તે જુબાની થઇ હોએ, તેને, તે વિશે પુછી શકાએ.

ઇસમાલનો કેસ જુદા મુદ્દા ઊપર હતો, તો પણ તેમાં ઉપલા કેસની શાહાદત બતાવીને એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે પોલીસે કરેલ ટીપણ, એ કાંઈ પૂરાવો નથી.

ઉપલા બેહુ કેસોમાં મુંબઈ હાઇ કોરટ રીપોર્ટ વાલ્યુમ ૧૧ વાળા ઉત્તમચંદ કપુરચંદના કેસમાં બતાવેલ નિયમને આધારે નામદાર કોરટે ફેસલા કર્યા હતા.

સંક્ષેપ્તમાં સાર. **આ ઉપરથી એટલું સમજી શકાએ છે કે,**

**૧ પોલીસ આગળ થએલ ટીપણ પુરાવામાં ગ્રાહ્ય નથી.**

**૨. તે દાખલ થઈ શકે નહીં.**

**૩. તોહોમતદારની વિરૂદ્ધ, અગર, તરફેનમાં વાપરી શકાશે નહીં.**

**૪. પોલીસ આગળ જેણે હકીગત લખાવી હોએ, તેણે શું લખાવી છે, તેનું તેને પુછી શકાએ.**

**૫. પોલીસ અમલદાર, જેણે જુબાની લખી લીધી હો-**

એ, તેને તે વિશે પુછી શકાએ, એટલે કે મુખ જુબાની લઇ શકાએ.

૬. બીજા કોઇના સાંભળતાં તે જુબાની થઇ હોએ, તો તેને પણ પુછી શકાએ.

ઉપર પ્રમાણે છે, તેથી પોલીસ ટીપણો કોરટમાં રજુ કરવાની જરૂર નથી.

નામદાર કલકત્તા હાઈ કોરટનો પોલીસ ટીપણ વિશે હાલમાં થએલો અગત્યનો ફેસલો.

એમ છતાં પણ નામદાર કલકત્તા હાઇ કોરટે હમણાંજ એક ફેસલો એ સંબંધમાં કર્યો છે, તે કવીન એમપ્રેસ—વિરૂદ્ધ—બીકઉખાનનો છે. જુઓ ઈ. લા. રીપોર્ટ. કલકત્તા સીરીઝ—વાલ્યુમ—૧૬. પાનું ૬૧૦. તેમાં સવાલ એવો ઉઠયો હતો કે, ક્રી. પ્રો. કોડની કલમ ૧૬૧ પ્રમાણે પોલીસ અમલદારે લખી લીધેલાં ટીપણો પૂરાવામાં ગ્રાહ્ય છે કે નહીં, ને તોહોમતદાર જોવા માંગી શકે ખરો કે નહીં ? તેનો નિર્ણય એવો થયો હતો કે, એવાં ટીપણો પૂરાવામાં દાખલ થઇ શકે છે. અને તે જોવા સારૂ તોહોમતદાર માંગી પણ શકે છે.

એ કેસમાં જે એક બીજા કેસની શાહાદત આપવામાં આવેલી હતી, તે એજ નામદાર કોરટનો ફેસલો, કવીન-એમપ્રેસ—વિરૂદ્ધ—મહમદઅલી હજીનો હતો. જેમાં ઉપરની મતલબનો ઠરાવ થયો હતો.

આ ઉપરથી એમ જણાય છે કે, આ બાબતમાં નામદાર મુંબઈ હાઇ કોરટના ફેસલાઓથી, નામદાર કલકત્તા હાઇ કોરટનો ફેસલો વિરૂદ્ધ છે.

હવે કોઇ માણસ પોલીસના હવાલામાં હોએ, અને મરી જાએ, તો તેને વિશે કલમ ૧૭૬ ક્રી. પ્રો. કોડની છે. તેમાં પંચાતનામું કરવાનો જેને અખત્યાર છે, તેવા નજીકના માજીસ્ટ્રેટે તે મોતના કારણ બાબત પંચાતનામું કરવાની ફરજ છે, એમ ફરમાવેલું છે.

ઈનસાફ અગર ચોકશી કરવાની જગા વિશે.

સામાન્ય નિયમ એવો છે કે જે કોરટની સ્થાનીક હદમાં અમુક ગુન્હો થયો હોએ, તે કોરટ તે ગુન્હા-

નો ઇનસાફ કરે. પણ તેમાં જુદા જુદા પ્રકાર છે. તે વિશે હિંયા આપી લંબાણ કરવાને બદલે, ક્રી. પ્રો. કોડની કલમ ૧૭૭, ૧૭૮, ૧૭૯, ૧૮૦, ૧૮૧, ૧૮૨, ૧૮૩, ૧૮૪, તથા ૧૮૫ વાંચવી જોઇએ.

કેટલાંક કામો ચલાવવામાં અવશ્ય જરૂરની શરતો.

કેટલાંક કૃત્યો જે કાયદા પ્રમાણે ગુન્હાઓ ગણી શકાએ છે, તેમાં કામ ચલાવતાં અવલ કેટલીક શરતો કાયદાએ મુકેલી છે. તે વિશે ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૫, ૧૯૬, ૧૯૭, ૧૯૮ તથા ૧૯૯ છે.

"નાન કાગનીઝેબલ" યાને જે ગુન્હાઓ પોલીસ અખત્યારી નથી, તે વિશે પોલીસની ફરજ, તથા તે ઉપર અગત્યનો ફેસલો.

હવે પોલીસ આગળ કોઇ "નાનકાગનીઝેબલ" એટલે જેમાં પોલીસ અગર વારંટે પકડી શકે નહીં, તેવો કોઇ કેસ આવે, ત્યારે કાયદો એવો છે કે, એ સારૂ રાખેલી ફરીયાદીની ચોપડીમાં તે ફરીયાદની મતલબ લખી લઇને, ફરીયાદીને માજીસ્ટ્રેટ તરફ જવા સારૂ સમજુત આપવી.

એવા કેસોમાં, પેહેલા અગર બીજા વર્ગના જે માજીસ્ટ્રેટને ઈનસાફ કરવાનો કે કમીટ કરવાનો અખ્ત્યાર હોએ, તેના હુકમ શિવાએ, પોલીસ તપાસ કરી શકે નહીં. પણ હુકમ મળે, તો અખ્ત્યારી કેસમાં જેટલો તેનો હક છે, તેટલોજ આવા કેસોમાં પણ થાએ છે એમ સમજવું.

એવા "નાનકાગનીઝેબલ" કામોમાં પોલીસને પકડવાનો કયારે અને કેટલો અખ્ત્યાર છે, તે વિશે ક્રી. પ્રો. કોડની કલમ ૫૭માં ખુલાસો છે.

"બીન અખ્ત્યારી" ગુન્હાની ફરીઆદ ઘણું ખરૂં માજીસ્ટ્રેટની રૂબરૂજ થાએ છે. અને તેના ખરાપણાં વિશે શક હોએ, તો તે માજીસ્ટ્રેટ જાદે તપાસ કરવા સારૂ તે ફરીયાદ ઘણી વખતે પોલીસ તરફ મોકલે છે. (જુઓ કલમ ૨૦૨ ક્રી. પ્રો. કોડ.)

આવી જાદે તપાસ સારૂ સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટથી ઉતરતા દરજાવાળો મોકલી શકે નહીં. તે પ્રમા-

ણે પોલીસ પાસે એવી ફરીયાદ આવેથી તપાસ કરી રીપોર્ટ કરવામાં આવે છે. એના સંબંધમાં નામદાર મુંબઇ હાઇ કોરટનો એક અગત્યનો ફેસલો, જાનકીદાસ ગુરૂ સીતારામનો છે. જુઓ, ઈં. લા. રીપોર્ટ, મુંબઇ શીરીઝ. વાલ્યુમ ૧૨, પાને ૧૬૧.

"સમરી ટરાયલ" એટલે, સંક્ષિપ્ત ચોકશી વિશે.

ક્રી. પ્રો. કોડની કલમ ૨૬૦માં સંક્ષેપ ચોકશી વિશે બતાવ્યું છે કેઃ—

આ કાયદામાં ગમે તે કહ્યું હોએ તે છતાં:—

(૧) જીલ્હા માજીસ્ટ્રેટ

(૨) પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટોને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોએ તે માજીસ્ટ્રેટ, અને

(૩) માજીસ્ટ્રેટોની જે બેંચને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપ્યો હોય અને જેને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોએ, તે બેંચ હેઠળ લખેલા સઘળા અથવા હરકોઈ ગુન્હાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવાને મુખ્ત્યાર છે.

(अ) જે ગુન્હા મોતની, સમુદ્રપારની, અથવા છ મહીના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા કરવા લાયક નહીં હોય તેવા ગુન્હા;

(ब) હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૨૬૪મી, ૨૬૫મી અને ૨૬૬મી, કલમ પ્રમાણે કાટલાં તથા માપ સંબંધી ગુન્હા;

(क) તેજ કાયદાની ૩૨૩ કલમ પ્રમાણે વ્યથા;

(ड) તેજ કાયદાની ૩૭૯મી અથવા ૩૮૦મી અથવા ૩૮૧મી કલમ પ્રમાણે ચોરી—ચોરીની મિલકતની કિંમત પચાસ રૂપીઆ કરતાં વધારે નહીં હોએ ત્યારે;

(इ) તેજ કાયદાની ૪૧૧મી કલમ પ્રમાણે ચોરીની મિલકત લેવી અથવા રાખવી—સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપીઆ કરતાં વધારે નહીં હોએ ત્યારે;

(फ) તેજ કાયદાની ૪૧૪મી કલમ પ્રમાણે ચોરી-ની મિલકત સંતાડવામાં અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરવી—સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપીઆ કરતાં વધારે નહીં હોએ ત્યારે;

(ग) તેજ કાયદાની ૪૨૭મી કલમ પ્રમાણે બિગાડ;

(ह) તેજ કાયદાની ૪૪૮મી કલમ પ્રમાણે ગૃહપ્રવેશ;

(आइ) તેજ કાયદાની ૫૦૪મી કલમ પ્રમાણે સુલેહનો ભંગ કરવાના ઇરાદાથી અપમાન કરવું, અને તેજ કાયદાની ૫૦૬ઠી કલમ પ્રમાણે સાપરાધ ધમકી;

(जे) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇ પણ ગુન્હામાં મદદગારી કરવી,

(के) ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઇ પણ ગુન્હો કરવાની કોશીસ—તે કોશીસ ગુન્હો હોએ ત્યારે.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં કોઇ જીલ્લા માજીસ્ટ્રેટ ૩૪મી કલમમાં આપેલા વિશેષ અધિકાર ચલાવતો હોએ, તેના કોઇ પણ મુકદમાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવો નહીં."

ઉપર પ્રમાણે "સમરી ટ્રાયલ" કરવાનો કાયદો છે.

# ક્રીમીનલ પ્રોસીજર કોડ.

## પ્રકરણ ૬ ઠું.

કેટલાંક કામોમાં મેલાપીને માફી આપવા બાબત તથા તેની સાક્ષી લેવા બાબતના નિયમો.

હવે કેટલાંક કામોમાં સંતોષકારક સ્વતંત્ર પૂરાવો મળી નથી શકતો, ને તેથી તેવા પૂરાવાના અભાવે, મેલાપીને માફી આપવી પડે છે, ને તેની જુબાની પૂ-

રામાં લેવી પડે છે, તે વિશે પોલીસે જાણવું જોઇએ.

કલમ ૩૩૭માં એ નિયમ નીચે પ્રમાણે બતાવ્યો છેઃ—

"જે ગુન્હાનો ઇનસાફ સેશન કોરટથીજ અથવા હાઇ કોરટથીજ થઇ શકે, તેવા કોઈ પણ ગુન્હાની બાબતમાં ગુન્હાની ચોકશી કરનારો જીલ્લા માજીસ્ટ્રેટ, પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ, પેહેલા વર્ગનો કોઈ પણ માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીટ્રેટની મંજુરીયત લઇને બીજા કોઇ પણ માજીસ્ટ્રેટ જે ગુન્હાની ચોકશી ચાલતી હોએ તે ગુન્હામાં ફલાણો શખ્સ પોતે જાતે અથવા પરંપરાથી સામેલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોએ તે શખ્સની શાહેદી લેવાના હેતુથી તેને, તે ગુન્હા સંબંધી તથા બીજો જે શખ્સ તે ગુન્હો કરવામાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામેલ હોએ તે શખ્સ સંબંધી જે જે કેફીયત તેના જાણ્યામાં હોએ તે સઘળી કેફીયત પૂરે પૂરી તથા ખરેખરી તેણે જાહેર કરવી એવી શરતથી માફી આપવાનું વચન આપવાને મુખ્ત્યાર છે.

આ કલમ પ્રમાણે માફી આપવા માંડી હોએ તે કબુલ કરનાર દર–એક શખ્સની તે મુકરદમામાં શાહેદ દાખલ જુબાની લેવી.

સદરહુ શખ્સને જો જામીન ઉપર છોડયો ન હોએ તો, પ્રસંગ પ્રમાણે, સેશન કોરટ અગર હાઈ કોરટ તે ઇનસાફનું કામ પુરૂં કરે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ શિવાએ બીજો જે માજીસ્ટ્રેટ આ કલમ પ્રમાણે માફી આપવાનુ કહે તે માજીસ્ટ્રેટે તેમ કરવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં; અને જ્યારે કોઇ પણ માજીસ્ટ્રેટે એ પ્રમાણે માફી આપવાનું કહયું હોએ અને જે શખ્સને તે આપવાનું કહયું હોએ, તે શખ્સની જુબાની લીધી હોએ, ત્યારે

તે મુકરદમાનો ઇનસાફ તેણે જાતે કરવો નહીં, પછી જે ગુન્હો સદરહુ શખ્સે કર્યાનું જણાતું હોએ તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધીકાર તે માજીસ્ટ્રેટને હોએ તોપણ."

માફી આપવા બદલ ટુંકમાં સમજુતી.

આ સંબંધી લાંબી લાંબી હકીગત આપવા કરતાં કેટલીક જરૂરની બાબતો આ નીચે બતાવી છે. અને તેથી જણાઇ આવશે કે મેલાપીને માફી કયારે અપાએ છેઃ—

૧. "મેલાપી" એ શબ્દથીજ જણાશે કે તે કામમાં તોહોમતદાર એકથી જાદે હોવો જોઇએ.

૨. ફકત જે કેસોને "સેશન્સ કેસો" કાયદાએ ગણ્યા છે, તેટલાજ કેસોમાં માફી આપવાનો અખ્ત્યાર છે. બીજા કેસોમાં કણી નહી.

૩. માફી આપવાની ખાસ જરૂર પડે તોજ, માફી અપાએ. બીજો પૂરાવો બસ હોએ, તો માફી નહીંજ આપવી.

૪. સામાન્ય નિયમ એવો છે કે, બનતાં સુધી ઓછા ગુન્હેગારને માફી આપવી. મૂખ્યને નહીં આપવા ધ્યાન રાખવું જોઇએ.

૫. માફી આપવાના કારણો હંમેશ દફતરમાં લખવાં જોઇએ.

૬. તે કેસની ચોકશી કરનાર ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટજ માફી આપી શકે. ચોકશી અમુક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ કરતા હોએ, ને માફી બીજો માસ્ટ્રેટ આપે એમ બને નહીં. પણ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની મંજુરીથી હરકોઇ માજીસ્ટ્રેટ આપી શકે.

૭. ચોકશી શરૂ થતાં તુરતજ માફી ન અપાએ. પ્રથમ બીજો તમામ પૂરાવો હોએ, તે લેવાયા બાદ જો પૂરાવો બસ નથી, ખામીવાળો છે, અને કોઇ મેલાપીને માફી આપવાથી ઇનસાફમાં મદદ થશે, એમ

જણાય, તોજ માફી અપાએ.

૮. માફી કેદી માંગે નહીં, પણ માજીસ્ટ્રેટ આપે, ને તે તમામ હકીગત સાચી કેહેવાની શરતે કબુલ રાખે.

૯. માફી લખીતવાર, અને કોરટના સહી, સીક્કા સાથે આપવી જોઇએ. ને તે જેને માફી આપી હોએ તેના હાથમાં આપવી જોઇએ.

૧૦. તે તેણે સાચું બોલવાની શરતે કબુલ રાખવી જોઇએ.

૧૧. તે માફી આપ્યા બાદ, તેને સાક્ષીનાં પાંજરામાં ઉભો રાખીને કસમ આપીને, બીજા સાક્ષીઓ પેઠે જુબાની લેવી જોઇએ.

૧૨. આ સાક્ષી સરકાર તરફની સાક્ષી છે. અને ઇંગ્રેજીમાં તેને "**ક્વીન્સ એવીડન્સ**" કેહેવાએ છે.

તથા એ શિવાએ જાદે હકીગત સારૂ ક્રી. પ્રો. કોડમાં એ કલમ જોવી જોઇએ.

વળી, ખરેખરી હકીગત કેવાની શરતે માફી આપવા છતાં જો સાચી હકીગત ન કહે, અથવા થોડી સાચી ને થોડી જુઠી એમ સેળભેળ કહે, તો તેણે માફીની શરતો તોડી, એમ ગણી તેની માફી રદ થઈ શકે છે. અને તેને પાછો તોહોમતદાર તરીકે ગણી સજા થાએ. અને તેણે સાક્ષીદાર તરીકે જે કાંઇ જુબાની આપી હોએ, તે તમામ તેની જુબાની તેની વિરૂદ્ધ વાપરવા કાયદાએ સત્તા આપેલી છે.

આટલા ઉપરથી એમ સમજાશે કે, જ્યાં સુધી માજીસ્ટ્રેટની કોરટમાં કામ ચાલતું હોએ ત્યાં સુધીજ માફી આપી શકાએ, પણ તેમ નથી. કારણ અમુક કેસ સેશન્સમાં કમીટ થયા પછી,–પણ તે કેસ ઉપર ઠરાવ કર્યા પેહેલાં,–જે કોરટમાં તે કેસ કમીટ થયો હોએ, તે કોરટનો અધ્યક્ષ પોતેજ કારણસર માફી આપી

શકે, અથવા તે કમીટ કરનાર માજીસ્ટ્રેટને અથવા તો ડીસટ્રીક્ટ માજીસ્ટ્રેટને, તેવી માફી, કાયદા મુજબની શરતે, આપવા હુકમ કરી શકે છે. અને એવી આપેલી માફી, અને આગળ કહેલી માફીમાં કાંઇ પણ ફેરફાર નથી. એકજ તરેહની છે.

પોલીસે અમુક કામમાં કોઇને ઉપરના પૂરાવાના કારણસર માફી અપાવવાની હોએ, તો તે પૂખ્ત વિચાર કરીને અપાવવાની છે.

હવે, જો કે આ કલમ પ્રમાણે આવી રીતે મેલાપીને માફી આપ્યા બાદ તે સાક્ષી આપવાને લાયક ગણી શકાએ છે, તો પણ તેની જુબાની ઉપર કેટલું વજન રાખવું જોઇએ, તે વિશે વિચાર કરવાની બાબત છે. તેમજ, **માફી આપેલા મેલાપી,-તથા સહકેદીની કબુલત,**-એ બેની અસર બીજા તે કેસના કેદી ઉપર કેવી છે, અને કાયદો કેટલે દરજ્જે એ બેહુ હકીગત પૂરાવામાં ગણવા રજા આપે છે, તે મુખ્ય પોલીસે જાણવા જેવું છે. તેથી તે વિશે ટુંકમાં હકીગત આ નીચે આપેલી છે:—

માફી આપેલ મેલાપીની જુબાની, તથા સહ કેદીની કબુલત, એ બેનો મુકાબલો.

માફી આપેલ મેલાપીની જુબાની વિષે પૂરાવાના કાયદામાં કલમ ૧૩૩નો મજકુર યાદ રાખવા જોગ છે. તે કલમ પ્રમાણે, એવા માફી આપેલા શખ્સની જુબાની ઉપરથીજ કોઇને શિક્ષા કરવામાં આવે તો ગેરકાયદે નથી. મતલબ તેની જુબાની ઉપર ભરૂંસો રાખવાને કાયદો મનાઇ કરતો નથી. પણ જો કે આવો કાયદો છે, તો પણ નામદાર હાઈકોરટોના ફેસલાઓ ઉપરથી હવે એક રૂલ જેવી થઈ ગઇ છે કે,—

**મેલાપીની જુબાનીને સ્વતંત્ર પુષ્ટી આપનાર બીજો પૂરાવો હોએ, તોજ તે ઉપર ભરૂંસો રાખી શકાએ. તેમ ન હોએ, તો મેલાપીની જુબાનીની કાંઈ કીંમત નથી.**

**સહકેદી** અગર **સહતોહોમતદાર** એટલે જે ગુન્હામાં એકથી જાદે માણસ સામેલ હોએ ને જેનો ઇનસાફ એકી વખતે કાયદા પ્રમાણે થઇ શકતો હોએ, તેવા દરેક તોહોમતદારને સહકેદી કેહેવાએ. સહ કેદીની કબુલત, તેની, તેમજ બીજા સહકેદીની વિરૂદ્ધ ક્યારે અને શું સરતે પૂરાવામાં વાપરી શકાએ, તે વિશે આ ચોપડીના "પૂરાવા"ના પ્રકરણમાં હકીગત ખુલાસે આપી છે, તેથી જાણવામાં આવશે. પણ હીંયાં એટલુંજ જાણવું જોઇએ કે સહકેદીની એવી કબુલતને સ્વતંત્ર પૂરાવાથી પુષ્ટીની જરૂર નથી. આજુબાજુની બીજી હકીગતના પૂરાવાથી જો એમ માલમ પડતું હોએ કે એવી કબુલત તેણે પોતાની મેળે ખુશીથી કરેલી છે, તો પછી હકીગતનો પૂરાવો તેમાં વિચારમાં લઈ શકાએ. માફી આપેલા સાક્ષીને પોતાને બચવાની લાલચથી વખતે ખોટું બોલવાની મરજી થઈ હોએ એમ કોરટ માને છે. તેમજ પ્રતિજ્ઞાનું બંધન છે, તે ઉપર પણ વિચાર કરે છે. જે સહકેદી છે, તેની કબુલત બીજી રીતે કાયદેસર તથા ગ્રાહ્ય હોએ, તો બચવાની લાલચથી કરી નથી એમ નક્કી માની લેવામાં આવે છે. પણ તેને પ્રતિજ્ઞાનું બંધન નથી. એટલું છતાં પણ,—સહકેદીની એવી કબુલત વધારે વજનદાર ગણાએ,—કે માફી આપેલા મેલાપીની **પ્રતિજ્ઞા ઉપર** આપેલી જુબાની વધારે વજનદાર ગણાએ, એનો આધાર દરેક કામની હકીગત ઉપર છે.

ગુન્હા માંડી વાળવા વિશે.

કયા કયા ગુન્હા માંડી વાળી શકાએ છે, તે વિશે આ ચોપડીના ભાગ ૧ લામાં વિસ્તારથી આપેલું છે, તે જોવું જોઇએ.

પોલીસ અખત્યારી ગુન્હા કયા કયા છે, તથા જામીન કયા કયા ગુન્હામાં લઇ શકાએ છે તે વિશે પણ એજ ભાગમાં કોઠકો આપેલાં છે, તેથી તે જોવાં જોઇએ.

એક કોરટે પુરાવો લીધો હોએ, તે કેસ પુરો થતાં પેહેલાં તે કોરટના અધ્યક્ષની બદલી થાએ તો શું થાએ ?

કોઈ માજીસ્ટ્રેટ આગળ કાંઇ કામ ચાલ્યું હોએ ને તેમાં પૂરાવો લેવાયો હોએ, ને તે કેસ પૂરો થતાં પેહેલાં, તેની બદલી થાએ, અને બીજો કોઇ માજીસ્ટ્રેટ જેને એ કેસ ચલાવવાનો અખ્ત્યાર હોએ તે આવે, તો જ્યાંથી કેસ રહ્યો હોએ, ત્યાંથી શરૂ કરે, અગર નવેસરથી પણ શરૂ કરી શકે; પણ જો તોહોમતદાર તેમ માગે, તો, તમામ, અગર કહે તેટલા, સાક્ષીઓ નવેસરથી બોલાવવા જોઇએ.

તોહોમતદારની જુબાની વિશે.

તોહોમતદારની જુબાની દફતરમાં દાખલ કરવાની, તે સવાલ અને જવાબના આકારમાં દાખલ કરવી. તેને પુછેલો દરેક સવાલ, અને તેણે આપેલો દરેક જવાબ શબ્દે શબ્દ લખી લેવો જોઇએ, ને તે તેને વાંચી બતાવવો જોઇએ, ને તેમાં વધઘટ કરવા તે મુખ્ત્યાર છે. તે પછી તેની નીચે સરટીફીકેટ લખવું પડે છે, તે બદલ જુઓ, કલમ ૩૬૪ ક્રી. પ્રો. કોડ.

વળી કલમ ૩૪૨ પણ આ કલમ સાથે વાંચવી જોઇએ.

ગાંડા માણસો બાબત.

કોઇ માજીસ્ટ્રેટ ઇનસાફ કરતો હોએ તેને એમ જણાએ કે તોહોમતદાર ગાંડો છે, તો તેને સીવીલ સરજન અગર સરકારના હુકમથી બીજા કોઈ વૈદકી અમલદાર પાસે તપાસાવવો જોઇએ. ને તેની સાક્ષી તે વિશે લઇ, પોતાનો બચાવ ગાંડપણને લીધે તે માણસ કરી નહીં શકે એમ જણાએ, તો તે કેસ આગળ ચલાવશે નહીં.

અગર હાઇ કોરટ અગર સેશન્સમાં કમીટ થએલ, કોઈ માણસ એવો ગાંડો હોએ તો, ખાતરી થએથી, તે કોરટ તેવો હુકમ કરી, કેસ અટકાવી શકે.

આવા કેસોમાં જામીન લઇ શકાતો હોએ તો,–તેની બરાબર સંભાળ લેવામાં આવશે, અને તેને પોતાને અગર બીજાને હરકત કરી નહીં શકે, અને

જ્યારે જરૂર પડે, ત્યારે હાજર કરવામાં આવશે, એવા બંદોબસ્ત સાથે જામીન આપવામાં આવેથી તેને છોડી શકાએ.

જામીન લઈ શકાએ તેવો ગુન્હો ન હોએ, અથવા ઉપર લખ્યા મુજબના બંદોબસ્ત સાથે જામીન કોઇ ન આપે, તો સ્થાનીક સરકારનો હુકમ મંગાવી, ગાંડાની હસ્પીટાલમાં મોકલવાનો અગર બીજો જે હુકમ સરકાર કરે, તે પ્રમાણે અમલ કરવો પડે,

જ્યારે કોરટને એમ લાગે કે તે ગાંડો માણસ પોતાનો બચાવ કરી શકશે, ત્યારે કેસ ચાલી શકશે.

આ વિશે જાદે ખુલાસા સારૂ ક્રી૦ પ્રો૦ કોડની કલમ ૪૬૪, ૪૬૫, ૪૬૬, ૪૬૭, ૪૬૮, ૪૬૯, ૪૭૦, ૪૭૧, ૪૭૨, ૪૭૩, ૪૭૪ અને ૪૭૫ જુએ.

ગાંડપણમાં કીધેલ કૃત્ય બાબત આ ચોપડીનાં પાનાં–૩–૪–૫–૬ જુએ.

અગાઉ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયો હોએ, તો તે સંબંધી શું કાયદો છે, તે વિશે આ ચોપડીના "પરચુરણ" ના પ્રકરણમાં જોવાથી જણાશે.

જામીન બાબત.

હવે જામીન લેવાની બાબતમાં કેટલીક હકીગત જાણવી જોઇએ. મુખ્ય કલમો, આ વિશે, ક્રી. પ્રો. કોડમાં, ૪૯૬થી તે ૫૦૨ સુધી છે.

જામીન લઈ શકાએ તેવા ગુન્હામાં જામીન બાબત.

કલમ ૪૯૬ માં બતાવ્યું છે કે,—

"જામીન નહીં લઇ શકાએ, એવા કોઇ ગુન્હાનું તોહોમત જે શખ્સ ઉપર આવ્યું હોએ તે શખ્સ શિવાએ બીજા કોઇ પણ શખ્સને જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોએ, તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોરટની આગળ તે શખ્સ હાજર થાએ અથવા તેને આણવામાં આવે, અને તે શખ્સ સદરહુ અમલદારના કેદમાં હોએ ત્યારે અથવા સદરહુ કોરટની આ-

ગળ કામ ચાલતું હોએ ત્યારે કોઇ પણ વખતે તે શખ્સ જામીન આપવાને તૈયાર હોએ ત્યારે તેને જામીન ઉપર છોડવો. પણ એવું ઠર્યું છે કે, જો સદરહુ અમલદારને અથવા કોરટને દૂરસ્ત લાગે તો, તે સદરહુ શખ્સની પાસેથી જામીન લેવાને બદલે તે શખ્સ હાજર થવા બાબત આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે વગર જામીને એક ખત કરી આપે એટલે તેને છોડી દેવાને મુખ્ત્યાર છે."

જામીને નહીં લઇ શકાએ તેવા ગુન્હામાં જામીન લેવા બાબત. (કલમ ૪૯૭ ક્રી. પ્રો. કોડ.)

"જામીન નહીં લઇ શકાએ એવા કોઇ ગુન્હાનું તોહોમત જે શખ્સની ઉપર આવ્યું હોએ તે શખ્સને જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોએ, તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોરટની આગળ તે શખ્સ હાજર થાએ અથવા તેને આણવામાં આવે, ત્યારે તેને જામીન ઊપર છોડવાનો અધીકાર છે, પણ જે ગુન્હાનું તોહોમત તે શખ્સની ઉપર મુકયું હોએ તે ગુન્હો તેણે કર્યો છે એમ, માનવાનો વ્યાજબી સબબ જણાએ તો તેને એ પ્રમાણે છોડવો નહીં.

જો, તપાસ અથવા ચોકશી અથવા ઇનસાફ, જેમ હોએ તેમ ચાલતો હોએ ત્યારે કોઇ પણ વખતે સદરહુ અમલદારને અથવા કોરટને એમ જણાય કે તોહોમતવાળાએ સદરહુ ગુન્હો કર્યો હોએ એમ માનવાના વ્યાજબી સબબ નથી, પણ તેની તકસીર બાબત વધારે ચોકશી કરવાના પૂરતા સબબ છે, તો સદરહુ ચોકશી થતાં સુધી તોહોમતવાળાને જામીન ઉપર છોડવો, અથવા સદરહુ અમલદારની અથવા કોરટની નજરમાં આવે તો, આ કાયદામાં આગળ ઠરાવ્યા પ્રમાણે તોહોમતવાળો હાજર થવા માટે વગર જામીને ખત લખી આપે તો તેને છોડવો.

આ કલમ પ્રમાણે જે શખ્સને છોડવામાં આવ્યો

હોએ, તે શખ્સને, આ કાયદા પ્રમાણે ચાલતાં કામમાં પછી કોઇ પણ વખતે, પકડવાને અને તેને કેદમાં મોકલવાને હર કોઇ કોરટ મુખ્ત્યાર છે."

જામીન લેવાનું અથવા રકમ ઓછી કરવાનું ફરમાવવાનો અધીકાર. (કલમ ૪૯૮.)

આ બાબ પ્રમાણે કરી આપવાનાં દરેક ખતની રકમ, મુકરદમાની હકીગત તરફ યોગ્ય લક્ષ આપીને, મુકરર કરવી અને તે અતીશય ભારે હોવી નહીં જોઇએ; અને કોઈ પણ મુકરદમામાં કોઇ પણ શખ્સના જામીન લેવાનું અથવા કોઇ પોલીસ અમલદારે અથવા માજીસ્ટ્રેટે માગેલા જામીનની રકમ ઓછી કરવાનું ફરમાવવાને હાઈ કોરટ અથવા સેશન કોરટ મુખ્ત્યાર છે, પછી તે મુકરદમામાં ગુન્હો સાબીત થયાના ઠરાવ ઉપરથી અપીલ થાએ કે નહીં તો પણ."

આ વીશે જાદે હકીગત સારૂ એ પ્રકરણ વાંચવું જોઇએ.

પોલીસે પકડેલી મિલકતની વ્યવસ્થા વિશે.

હવે એક અગત્યની બાબત પોલીસે જાણવા જોગ છે, તે તેઓએ કાયદેસર પકડેલી મિલકતની કેવી રીતે વ્યવસ્થા કરવાની,–તે વિશે છે.

ક્રી. પ્રો. કોડની કલમ ૫૧ પ્રમાણે પોલીસના કબજામાં આવેલા શખ્સની જડતી પોલીસે લેવી, અને તે મિલકત અથવા કાયદેસર રીતે તેઓએ પકડેલી બીજી મિલકતના સંબંધમાં કાયદો નીચે પ્રમાણે છે:–

"૫૧મી કલમ મુજબ લીધેલી મિલકત અથવા કાંઇ મિલકત ચોરેલી છે એવું કેહેવામાં આવે અથવા એવો શક જાએ તેવી મિલકત, અથવા કાંઇ પણ ગુન્હો થયાનો શક ઉત્પન્ન થાએ એવી સ્થિતીમાં જડેલી મિલકત કોઇ પણ પોલીસ અમલદારના પકડવામાં આવે તે બાબત તુરત કોઇ માજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો. અને તે મિલકતનો કબજો લેવાનો જે શખ્સનો હક હોએ તે શખ્સને તે મિલકત સ્વાધીન કરવા સંબંધી, અથવા સદરહુ શખ્સ કોણ છે, તે નક્કી થઈ શકે ન-

હીં તો, તે મિલકત પેહેરામાં રાખવા સંબંધી તથા રજુ કરવા સંબંધી પોતાને દૂરસ્ત લાગે એવો હુકમ તે માજીસ્ટ્રેટે કરવો.

જે શખ્સનો એ પ્રમાણે હક હોએ, તે શખ્સ માલમ પડયો હોય, તો તે માજીસ્ટ્રેટને કાંઇ શરત કરવાનું દૂરસ્ત લાગે તે શરતે મિલકત તે શખ્સને સ્વાધિન કરવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખ્ત્યાર છે. જો સદરહુ શખ્સ માલમ નહીં પડયો હોય, તો તે માજીસ્ટ્રેટ તે મિલકત અટકાવી રાખવાને મુખત્યાર છે, અને તે પ્રસંગે તે માજીસ્ટ્રેટે એક જાહેરનામું કહાડીને તે મિલકતમાં જે જે ચીજો હોય તે વિશેષે કરીને જણાવવી અને તેમાં એમ ફરમાવવું કે જે શખ્સનો એ મિલકત ઉપર દાવો હોએ તે શખ્સે આ જાહેરનામાંની તારીખથી ૭ મહીનામાં હાજર થઇને પોતાનો દાવો સાબીત કરવો."

ઉપર પ્રમાણે ૭ મહીનાની મુદતના જાહેરનામાં થવા પછી દાવો કરનાર મુદતમાં હાજર થઈ દાવો ના કરે, તો,-તે મિલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થઇ ચુકયો એમ સમજવું. અને તે મિલકત વેચવાનો હુકમ કરવાને નીચે લખેલા માજીસ્ટ્રેટો મુખ્ત્યાર છે.

૧. પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ,

૨. જીલ્લા માજીસ્ટ્રેટ,

૩. પેટા ટુકડી માજીસ્ટ્રેટ,

૪. પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે આ બાબત ખાસ અખત્યાર આપ્યો હોએ તે.

બગડી જાએ, તેવી મિલકતને વેચી નાખવાની બાબતમાં કલમ પર૫ જુઓ.

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ વિગેરેને જાહેરનામાં કાહાડવાના અખ્ત્યાર બાબત "પરચુરણ" આકટનું પ્રકરણ જુઓ.

# પુરાવાનો કાયદો.

## પ્રકરણ ૭ મું.

આ કાયદો ઘણોજ અગત્યનો છે. અને તે ઘણો મુસ્કેલ પણ છે. પોલીસને જાણવાજોગ જરૂરી હકીગતોમાંથી કેટલીક આ પ્રકરણમાં આપેલી છે.

કબુલત વિશે.

કોઇ પણ તોહોમતદાર પોલીસના કબજામાં હોએ, અને પોલીસ આગળ તેણે કબુલત કરી હોએ, તે કાંઇ પૂરાવામાં કામની નથી. એ સામાન્ય નિયમ છે. પણ આ કરતાં પણ જાદે હકીગત પોલીસે જાણવાની છે, તેથી વિસ્તારથી આપવામાં આવે છે.

"**કબુલત**"ના સંબંધમાં પૂરાવાના આકટની કલમ ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯ અને ૩૦ જાણવા જેવી છે.

જ્યારે કોઇ તોહોમતદારને પોલીસે પકડયો હોએ, ને તેને પુછતાં કાંઇ હકીગત કબુલ કરે, તો તેની કબુલત, હરકોઇ માજીસ્ટ્રેટ તુરત નોંધી શકે છે. તે કબુલત સવાલ જવાબના આકારમાં નોંધવામાં આવે છે, અને તેના ઉપર કાયદાના ફરમાન પ્રમાણે સરટીફીકેટો લખવાં પડે છે, અને તે બાબતમાં કી. પ્રો. કોડ જોવો.

કેદીએ કબુલત રાજી ખુશીથી, એટલે સ્વઇચ્છાથી કરી છે, એવી માન્યતા તે કબુલત લખી લેનાર માજીસ્ટ્રેટની થઇ હોએ, તે વિશે તેને તે મુજબ નોંધ કરવી પડે છે. કબુલત લેતી વખતે પોલીસના

કોઇ પણ માણસને પાસે નહીં રાખવો જોઇએ, વળી,–લાલચથી, ધમકીથી, મારથી, બીકથી, અથવા કાંઇ વચન આપીને કબુલત કરાવી હોએ, તો તે કાયદેસર પૂરાવામાં લઇ ન શકાએ. અને એ હકીગત ઉપર કોર્ટ સંપૂર્ણ વિચાર કર્યા બાદજ, પૂરાવામાં દાખલ કરે છે.

પોલીસ આગળ થએલી કબુલત કાંઇ પણ કામની નથી, પણ પુરાવાના આકટની કલમ ૨૭માં હકીગત આપેલી છે, તે ઉપરથી જણાશે કે કેટલીક ખાસ હકીગતના સંબંધમાં તેવી કબુલત પૂરાવામાં દાખલ થઈ શકે છે. તે કલમની મતલબ એટલીજ છે કે, પોલીસ અમલદારના કબજામાં કોઇ તોહોમતદાર હોએ, ને તેણે કાંઇ ખબર તે અમલદારને આપી હોએ, ને તે ખબર આપવાને લીધે કાંઈ હકીગત જડી હોએ, તો જેટલી ખબરથી તે હકીગત જડી હોએ તેટલીજ ફકત, પૂરાવામાં દાખલ થઈ શકે, પછી તે કબુલત હોએ કે ન હોએ. આ કલમનો અર્થ ઘણોજ ઉંડો છે અન વિચાર કરવા જેવો છે.

પોલીસના કબજામાં કોઇ કેદીએ કાંઇ કબુલત કરી હોય, તે પોલીસ અમલદાર લખી લે, ને પછી પોતે જાતે તે મિલકત કાહાડી આપે, તો તેને આ કલમ લાગુ નથી. अ નામના શખ્સે ब નામના એક માણસનું ખુન એક તલવારથી કર્યું હોએ, ને પછી अ ને પોલીસે પકડતાં, તેણે તમામ હકીગત પોલીસ આગળ કબુલ કરીને, તલવાર પોલીસને કાહાડી આપી હોએ, તો તેને પણ આ કલમ લાગુ નથી. તેમજ, એમ ધારો કે, એક શખ્સને ચોરીના ગુન્હાના ગુન્હેગાર તરીકે પકડયો, તેને પોલીસે પુછતાં, તેણે તમામ હકીગત કબુલ કરીને માલ કાહાડી આપ્યો, તો–તેને પણ આ કલમ લાગુ નથી. ત્યારે આ કલમનો બરાબર અર્થ શું છે, તે જાણવું જોઇએ.

ફેસલા ઉપરથી સમજુતી.

આ વિશે થએલા અનેક ફેસલાઓ ઉપરથી આ કલમનો ખરો અર્થ સમજવાનો છે. તેમાં ઇં. લા. રીપોર્ટ વાલ્યુમ ૧૨ મું. મદ્રાસ સીરીઝ પાને ૧૫૩ મે, ક્વીન એમપ્રેસ—વિરૂદ્ધ—કોમર સાહેબનો કેસ છે. તેમાં આ વિશે નિરણય થયો છે. નામદાર હાઈ કોરટે પોતાનો ઠરાવ આપતાં જણાવ્યું છે કેઃ—

"પરીક્ષા એ છે કે—તે ખબરને લીધેજ તે હકીગત જડેલી કે કેમ, અને હકીગત જડવામાં તાત્કાલીક કારણ તરીકે, તે ખબર પૈકી કેટલી ખબર ગણી શકાએ,—અને તેથી કરીને લગતી હકીગત ગણાએ."

એજ સવાલના આધાર ઉપર આ કલમનો અર્થ છે. એજ ફેસલામાં આદૂ શીકદાર—વિરૂદ્ધ—ક્વીન એમપ્રેસ, તથા એમ્પ્રેસ ઓફ ઇન્ડીઆ—વિરૂદ્ધ—પંચમ, તથા રાણી—વિરૂદ્ધ જોરા હાંસજીની શાહદત બતાવેલી હતી.

નામદાર મુંબઇ હાઈ કોરટનો ફુલ બેંચનો અગત્યનો ફેસલો.

આજ બાબતના સંબંધમાં નામદાર મુંબઈ હાઈ કોરટે એક અગત્યનો ફેસલો કર્યો છે. તેથી કાયદો સ્પષ્ટ થયો છે. અને તે હરેક પોલીસ અમલદારે યાદ રાખવા જેવો છે. તે કેસ ફુલ બેંચે ફેસલ કર્યો હતો. જુઓ,—ક્વીન એમપ્રેસ—વિરૂદ્ધ—નાના, મુંબઇ સીરીઝ. ઇં. લા. રી. વાલ્યુમ ૧૪ મું. હકીગત એવી હતી કે—તોહોમતદાર નાના ઉપર, ઇંડીઅન પીનલ કોડની કલમ ૪૧૧ પ્રમાણેનું બદદયાનતથી ચોરીની મિલકત રાખ્યાનું તોહોમત આવ્યું હતું. પોલીસ તપાસ ચાલતાં દરમ્યાનમાં પોલીસ તરફથી તેને એ માલ સંબંધી હકીગત પુછવામાં આવી, તેના જવાબમાં તેણે કહ્યું કે,—"હા તે મેં રાખ્યો છે. હું બતાવી આપીશ. મેં તે ખેતરોમાં દાટયો છે." તે પછી પોલીસને તોહોમતદાર નાનો તે જગે લઈ ગયો. ને જે માટીના વાસણમાં તે માલ દાટયો હતો, તે પોતાને હાથે કાહાડી આપ્યો. અને તે માલ ચોરી ગએલો તેજ હતો

એમ ઓળખાયો.

ઉપર પ્રમાણે હકીગત હતી, તેમાં છેવટ નામદાર હાઇ કોરટની ફુલ બેંચે એમ ઠરાવ્યું કે—

"તોહોમતદારોના એ જવાબો દેખીતી રીતેજ તેની કબુલતની મિસલના હતા, કેમકે તે ઉપરથી એવું અનુમાન થઇ શકતું હતું કે તોહોમતદારે તે ગુન્હો કર્યો છે. અને જો કે તોહોમતદારોએ ગુન્હાની કબુલત તરીકે આપવાનો ઇરાદો રાખ્યો ન હોએ, તો પણ ગુન્હેગાર ઠરાવે તેવી હકીગતનો અંગીકાર હતો, અને તોહોમતદાર વિરૂદ્ધના પુરાવાનો તે અગત્યનો ભાગ થઇ પડે, અને એમ બતાવી આપે કે પ્રમાણીકપણાથી તે મિલકત તેને મળી ન હતી અને તેથી કરીને, પોલીસની કેદમાં હઇને કોઇ માણસ કબુલત કરે, તે બાતલ ગણવા બાબતની રૂલમાં બાજબી રીતે ગણાએ.

* * * * * * *

તોહોમતદારે જે જવાબ આપ્યો હતો કે—મેં ખેતરોમાં માલ દાટ્યો છે—તે જવાબ, પુરાવાના આકટની કલમ ૨૭ પ્રમાણે પૂરાવામાં લઈ શકાએ, કેમકે તેથી પોલીસને જાદે તપાસ કરવાનું અને માલ શોધી કાહાડવાનું બની શક્યું.

* * * * * * *

આ ફેસલો ઘણોજ અગત્યનો છે. તેમાંથી જરૂર જોગ ભાગનો તરજુમો ઉપર આપ્યો છે. પણ આખો ફેંસલો વાંચવા જેવો છે.

(વાલ્યુમના પાના વિગેરે સારૂ આગળ વાંચો.)

એક તોહોમતદારની કબુલત, તેના તથા બીજા સહતોહોમતદાર વિરૂદ્ધ કયારે વાપરી શકાએ, શું શરતે વાપરાએ, તે વિશે સમજુતી.

હવે એક કરતાં વધારે તોહોમતદારોનો ઇનસાફ સાથેજ થતો હોએ, તો તે પૈકી કોઇએ કરેલી કબુલત તેની, તથા બીજાની વિરૂદ્ધ, કયારે વાપરી શકાએ, એ હકીગત ઘણી જાણવા જોગ છે.

આ કલમ, પૂરાવાના આકટની કલમ ૩૦ મી છે. અને તેનો અર્થ સમજાવવાને ઘણાક ફેસલાઓ થયા છે. તે ઉપરથી આ નીચે સંક્ષેપમાં જે હકીગત આપી છે, તે જાણવા તથા યાદ રાખવા જેવી છે, એમ જણાશે.

૧. ઈનસાફ તોહોમતદારોનો એકી વખતે. એટલે એકજ કેસમાં સાથે થનો હોવો જોઇએ. એકથી વધારે તોહોમતદાર હોવા જોઇએ, પછી ગમે તેટલા હોએ તો પણ ફીકર નહીં.

૨. જે તોહોમતદાર કબુલત કરતો હોએ, તે એવી કબુલત હોએ કે જેને કાયદેસર કબુલત કહી શકાએ, તેવી જોઇએ.

૩. ક્રી. પ્રો. કોડમાં ફરમાવેલી રીત પ્રમાણે લખી લીધેલી હોવી જોઇએ. સવાલ તથા જવાબના આકારમાં, તથા તે નીચે પોતાની સમક્ષ તથા સાંભળતાં લખી લીધી છે, તથા તોહોમતદારે કહેલ મજકુરનું પૂરેપૂરૂં બ્યાન તેમાં છે, એવું જે કાયદેસર સરટીફીકેટ આપવું પડે છે, તે, તથા રાજીખુશીથી એ કબુલત લખી લીધી છે,—એમ સરટીફીકેટો,—તથા તે શિવાએ ક્રી. પ્રો. કોડના ફરમાન પ્રમાણે અમલ થએલો હોવો જોઇએ.

૪. તે કબુલત, પોતાને બચાવનારી, અને બીજા સહ–તોહોમતદારને ડુબાડનારી, નહીં હોવી જોઇએ. એટલે કે પોતે ગુન્હો કર્યો નથી, પણ અમુક સહ–તોહોમતદારે ગુન્હો કર્યો છે, એવી કબુલત કાંઇ કામની નથી. જેટલે દરજ્જે તે બીજા સહ–તોહોમતદારને ગુન્હેગાર ઠરાવનારી કબુલત હોએ, તેટલે દરજ્જે બરાબર તે કબુલત કરનારને પણ ગુન્હેગાર ઠરાવી શકે, તેવી જોઈએ. તેમ ન હોએ, તો તે કામની નથી.

ઉપર પ્રમાણે ટુંકામાં જો હોએ તોજ, એક તોહો-

મતદારની કરેલી કબુલત, તેના વિરૂદ્ધ, તેમજ બીજા સહ-તોહોમતદાર વિરૂદ્ધ, વાપરી શકાએ. પણ એનો અર્થ એમ નથી કે ફક્ત તેટલી કબુલતથીજ તેને સજા થઈ શકે. તેવી * * * **તેઓની વિરૂદ્ધ ધ્યાનમાં લઈ શકાએ,** * * * એટલોજ એ કલમનો અર્થ છે.

એ વિશે જોવા જેવા ફેસલાઓના દાખલા.

આ વિશે જે ફેસલાઓ થયા છે, તે તમામ આપતાં લંબાણ થઈ જાએ, પણ જે જોવા જેવા છે, તે નીચે પ્રમાણેઃ—

(૧) રાણી-વિરૂદ્ધ-બાઇ રતન. ૧૦મું વાલ્યુમ. મુંબઇ હાઇ કોરટ રીપોર્ટ. ... ...
(૨) રાણી-વિરૂદ્ધ-અમરીત ગોવીંદ-૧૦મું વાલ્યુમ. મુંબઇ હાઈ કોરટ રીપોર્ટ.... ...
(૩) રાણી-વિરૂદ્ધ-કાળુ પટેલ. ૧૧મું વાલ્યુમ. મુંબઇ હાઈ કોરટ રીપોર્ટ. ... ...
(૪) રાણી-વિરૂદ્ધ-જેરા હાંસજી. ૧૧મું વાલ્યુમ. મુંબઇ હાઇ કોરટ રીપોર્ટ પાનું ૨૪૨.......
(૫) ક્વીન એમ્પ્રેસ-વિરૂદ્ધ-અદૃ શીકદાર. ઈ. લા. રી. ૧૧ કલકત્તા વાલ્યુમ પાનું ૬૩૫......
(૬) એમપ્રેસ-વિરૂદ્ધ-રામા બીરાપા. ઈ. લા. રી. મુંબઈ સીરીઝ. ૩ વાલ્યુમ...પાનું ૧૨...
(૭) એમ્પ્રેસ-વિરૂદ્ધ-પંચમ. ઈ. લા. રી. ૪ થું વાલ્યુમ. અલ્હાબાદ સીરીઝ પાનું ૧૯૮.
(૮) એમ્પ્રેસ-વિરૂદ્ધ-દાજી નરસુ ઈ. લા. રી. ૬ઠું વાલ્યુમ. મુંબઈ સીરીઝ. પાનું ૨૮૮. ...
(૯) રાણી-વિરૂદ્ધ શીવીઆ. ઈ. લા. રી. ૧લું વાલ્યુમ. મુંબઈ સીરીઝ. પાનું ૨૧૯. ......
(૧૦) રાણી-વિરૂદ્ધ ગરબડ બેહેચર. ૧૧મું વાલ્યુમ. મુંબઈ હાઈ કોરટ રીપોર્ટ. .........
(૧૧) ઇમ્પરેટ્રીક્સ-વિરૂદ્ધ પીતાંબર ઝીણા. ઈ. લા. રી. મુંબઇ સીરીઝ. વાલ્યુમ ૨ જું. પા. ૬૧

(૧૨) એમ્પ્રેસ–વિરૂદ્ધ ગનરાજ. ઈ. લા. રી. અ-
લ્હાબાદ સીરીઝ. વાલ્યુમ ૨. પાનું ૪૪૪.
(૧૩) એમપ્રેસ–વિરૂદ્ધ મુલુ. ઈ. લા. રી. અલ્હા-
બાદ સીરીઝ. વાલ્યુમ ૨. પાનું ૬૪૬....

આ શિવાએ ઘણાએક અગત્યના બીજા ફેસલાઓ છે, પણ વારંવાર જે કેસોની શાહાદત બતાવવામાં આવે છે, તેજ કેસો, અને મુખ્યત્વે કરીને મુંબઈ હાઈ કોરટના ફેસલાઓ, ઉપર આપ્યા છે, તે જરૂર પડે જોવાથી, આ કલમો વિશે કાયદો સ્પષ્ટ રીતે સમજી શકાશે.

મરતી વખતની જુબાની વિશે.

હવે જેને "મરતી વખતની જુબાની" કહે છે, તે વિશે જાણવું જોઇએ. મરતી વખતની જુબાની એટલે શું અને તે કયારે પૂરાવામાં લઈ શકાએ છે, તે વિશે ટુંકામાં સમજુતી નીચે મુજબ છે:—

મરતી વખતની જુબાની લેવાની બાબતમાં પુરાવાના આકટની કલમ ૩૨ની રકમ ૧ જોવી જોઇએ. જ્યારે ખૂન અગર ખૂન સાથે ડાકાઈટી વિગેરેના ગુન્હાનામાં કોઇ માણસને જખમ થયા હોએ, અગર બીજી કોઇ રીતે તે મરી જશે એવો વ્યાજબી ભય લાગે તો, તેની જુબાની પોલીસે, માજીસ્ટ્રેટને બોલાવીને લખી લેવાડવી જોઇએ. ને તે જુબાનીનો ઉપયોગ પાછળથી પૂરાવામાં સારો થઇ શકે છે. તેને કોણે માર્યો, શા કારણસર, કેવી રીતે, શું હથીઆરથી,–એ વિગેરે યથાસ્થિત હકીગતનો પૂરાવો તેની એવી જુબાની ઉપરથી મળી આવે છે. ને તેને લગતો બીજો સ્વતંત્ર પૂરાવો મેળવીને આપવામાં સવડ પડે છે. આ વિશે ઉપર કહેલી કલમ વાંચવાથી હકીગત ધ્યાનમાં આવશે.

ચાલ ચલગતનો પુરાવો આપવા વિશે.

ચાલ ચલગતનો પૂરાવો આપવાની બાબતમાં કલમો ૫૩ તથા ૫૪ જાણવા જેવી છે.

કલમ ૫૩માં લખ્યું છે કે, કોઈ પણ ફોજદારી કામમાં, તોહોમતદાર સારી ચાલનો માણસ છે, એ લગતો પૂરાવો ગણાએ.

કલમ ૫૪માં લખ્યું છે કે,–ફોજદારી કામોમાં, તોહોમતદારને કોઇ ગુન્હા બદલ પેહ્તર સજા થઇ છે, એ લગતી હકીગત ગણાએ. પણ તેની ચાલ નઠારી છે, તે લગતી નથી. પણ તે સારી ચાલનો છે, એમ સાબીત કરવા પૂરાવો આપવામાં આવે, તો પછી નઠારી ચાલનો પૂરાવો, લગતી હકીગત ગણી શકાએ.

આ કલમના ખુલાસા તરીકે બતાવવામાં આવ્યું છે કે, જેમાં કોઇ માણસની નઠારી ચાલનોજ મુદ્દા હોએ, ત્યારે તેને આ કલમ લાગુ નથી.

સાબીતીના બોજા વિશે. પૂરાવાના આકટની કલમ ૧૦૧.

હવે પોલીસે જાણવાજોગ બાબત એક અગત્યની એ છે કે, હરેક કામોમાં પૂરાવાનો બોજો કોને શીર હંમેશ હોએ છે. એ વિશે કલમો ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪ જોવી જોઇએ. સામાન્ય નિયમ એ છે કે, કોઇ પણ બાજુ ઉપરથી પૂરાવો ન આપવામાં આવ્યો હોએ, તો જે માણસ નિષ્ફળ થાએ, તેના ઉપર પૂરાવાનો બોજો રહે છે. મતલબ, જે શખ્સને પોતાનો કેસ સાબીત કરવો હોએ, તેના ઉપર પૂરાવાનો બોજો રહે છે. કોઇ શખ્સ ઉપર કાંઈ તોહોમત આવ્યું હોએ, તો તે કૃત્ય ગુન્હા ભરેલું કૃત્ય નથી, ને તેનો સમાસ, પીનલ કોડના કોઈ અપવાદમાં થાએ છે, એમ જે કહેતો હોએ,—એટલે કે જેને તે અપવાદનો લાભ લેવો હોએ,—તે શખ્સે તે હકીગત સાબીત કરી આપવી જોઇએ.

કલમ ૧૧૪માં, કેટલીક હકીગતને વિશે કોરટ શું અનુમાન કરી લેશે, તે લખેલું છે ને તે પોલીસે જરૂર કરી જાણવા જેવી છે.

આ શિવાએ, જાદે લીંવાં લંબાણુ કરવાની જરૂર જણાતી નથી.

# પૂરાવાનો કાયદો.

## પ્રકરણ ૮ મું.

સાહેદી કોણ આપી શકે? હવે સાહેદી કોણ આપી શકે છે? તેનો જવાબ કલમ ૧૧૮ માં છે. તે નીચે પ્રમાણે છે:—

"સર્વે કોઇ શખ્સ સાહેદી આપવાને શક્ત છે એમ સમજવું; પરંતુ કોરટની નજરમાં એમ આવે કે કાચી ઉંમરને લીધે અથવા અતિશય જઇફીને લીધે, અથવા શરીરના કિંવા મનના કાંઈ રોગને લીધે, અથવા એવા પ્રકારના બીજા કોઈ કારણને લીધે, તેને જે સવાલ પુછવામાં આવે, તે તે સમજી શકતા નથી, અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતા નથી, તો તે શખ્સો સાહેદી આપવા શક્ત છે, એમ સમજવું નહીં.

દિવાનો માણસ સાહેદી આપવાને અશક્ત નથી; પરંતુ તેને સવાલ પુછવામાં આવે, તે જો દિવાનાપણાના સબબથી તે સમજી શકતો ન હોએ, અથવા તેના સમજણવાળા જવાબ આપી શકતો ન હોએ, તો, તે અશક્ત છે."

મુંગા સાહેદ બાબત. તેમજ કલમ ૧૧૯, એ મુંગા માણસની સાક્ષી બદલ છે. ઉઘાડી કોરટમાં લખીતવાર રીતે, અથવા ચિન્હો કરીને, જે રીતે તે મુંગો માણસ પોતાની જુ-

બાની સમજાવી શકે, તેવી રીતે જુબાની આપી શકે, એમ કાયદો છે.

ધણીધણીઆણીના પુરાવા.

કોઇ પણ ફોજદારી કામમાં, તોહોમતદારની ધણીઆણી અગર તોહોમતદાર ઓરત હોએ, તો તેનો ધણી—તોહોમતદાર વિરૂદ્ધ જુબાની આપી શકે છે, એવો કાયદો છે. (જુઓ કલમ ૧૨૦.)

પોલીસે બાતમીદારનું નામ નહી આપવા વિશે.

વળી કલમ ૧૨૫ પણ ધણી જાણવા જોગ છે. અમુક ગુન્હાની બાબતમાં કાંઇ ખબર અગર બાતમી કોઇ પોલીસ અમલદારને અગર માજીસ્ટ્રેટને કોણે આપી, તે કેહેવાની તેઓને ફરજ પાડી શકાતી નથી.

મુખ્ય તપાસણી, ઉલટ તપાસણી, ફરી તપાસણી, તથા તેમાં પુછી શકાતા સવાલો વિશે.

સાક્ષીઓની તપાસણીના સંબંધમાં કેટલીક કલમ જાણવા જોગ છે.

જે પક્ષકારે કોઇ સાહેદને પોતા તરફથી બોલાવ્યો હોએ, તે સાક્ષીને તે તપાસે, તેને **"મુખ્ય તપાસણી"**, તેની વિરૂદ્ધ પક્ષવાળો તપાસે તે **"ઉલટ તપાસણી"**, ને તે પછી પાછો, બોલાવનાર પક્ષકાર તપાસે, તે તપાસણીને **"ફરી તપાસણી"**—એમ કેહેવાય છે.

હરેક તપાસણીમાં, લગતા સવાલજ પુછાએ, પણ **"ઉલટ તપાસણી"**માં, **"મુખ્ય તપાસણી"**માં પુછયા હોએ, તેટલાજ પુછાએ એમ નથી. ગમે તેટલા પુછાએ. ફક્ત તે લગતા જોઇએ. **"ફરી તપાસણી"**નો હેતુ એવો છે કે—**"ઉલટ તપાસણી"**માં પુછેલા સવાલનો ખુલાસો કરવો. તેથી તેમાં તેવાજ સવાલ પુછી શકાએ. નવી હકીગત પુછવામાં આવે, તો તે કોરટની મંજુરીથીજ પુછાએ, ને તે ઉપર ઉલટ તપાસણી કરવાને સામી પક્ષવાળાને હક રહે છે.

સુચક સવાલ, **"મુખ્ય અગર ફરી તપાસણી"**માં પુછાએ નહીં, પણ **"ઉલટ તપાસણી"**માં પુછાએ. પણ એમ કાયદો છે કે,—જે નિર્વિવાદ વાત છે, અ-

થવા પ્રસ્તાવના રૂપે વિગેરે હોએ, તે વિશે કોરટની મંજુરીથી મુખ્ય તપાસણીમાં પણ, સૂચક સવાલ પુછી શકાએ છે.

પોતાના સાક્ષીની ઉલટ તપાસણી ક્યારે થઈ શકે.

પોતાના સાક્ષીની "**ઉલટ તપાસણી**" થઈ ન શકે, પણ તે વિરૂદ્ધ જવાબ આપે તો, અને વિરૂદ્ધ વલણ દેખાડે તો, કલમ ૧૫૪ પ્રમાણે તેને "ક્રાસ" સવાલો કોરટની મંજુરીથી પુછવા અખત્યાર છે.

"**ક્રાસ**" એટલે ઉલટ તપાસણીમાં, નીચે પ્રમાણે સવાલો પુછી શકાએ. જુઓ કલમ ૧૪૬.

"જ્યારે કોઇ સાહેદની ઉલટ તપાસણી લેવામાં આવે, ત્યારે આ આકટમાં ઉપર બોધ કરી ગયા પ્રમાણેના સવાલોની સાથે, જે સવાલોમાંથી નીચે લખેલી બાબતોનો ખુલાસો થાએ, તેવા સવાલો પણ તેને પુછી શકાય છે.

૧. સાહેદ મજકુર સાચું બોલે છે કે નહીં, તેની પરિક્ષા લેવા બાબત.

૨. તે કોણ છે, તથા તેની સંસારમાં કેવી સ્થીતિ છે, અથવા,

૩. તેની ચાલ ચલગતને હાનિ લગાડી તેના ઉપરનો ભરોંસો નબળો પાડવા બાબત; આવા સવાલોના જવાબ ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સંબંધે સાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થતું હોએ, અથવા જવાબ મજકુર તેને દ્રવ્ય દંડને કિંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર કરતો હોએ, અથવા તે ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સંબંધે તે દ્રવ્ય દંડને કિંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય, એવું થતું હોએ, તોપણ સવાલ મજકુર પુછી શકાએ છે."

સાહેદના ભરૂંસા ઉપર દોષ આણવા વિશે કાયદો.

હવે સાહેદ ઉપરના ભરૂંસા ઉપર દોષ આણવા સારૂ કાયદો શું ફરમાવે છે, તે કલમ ૧૫૫ માં છે, ને તે ઉપરની કલમ સાથે વાંચવી જોઇએ. સામો પક્ષ-

બાળા, અથવા કોરટની પરવાનગીથી, જે પક્ષે તેને બોલાવ્યો હોએ, તે પુછી શકે. અને ચાર રીતે દોષ લાવી શકાએ છે, તે રીતો--

* * * * * * * * * *

"(૧) જે શખ્સો એવી સાહેદી આપે કે સાહેદ મજકુરને હમે પીછાનીએ છીએ, તે ઉપરથી હમે તેને ભરૂંસાને પાત્ર માનતા નથી. તેવા શખ્સોના પુરાવાથી,

(૨) પૂરાવો આપવાને શાહેદ મજકુરને રૂસ્વત આપવામાં આવી છે, અથવા આપવા માંડેલું, તે કબુલ કરવામાં આવ્યું છે, અથવા તેને હર કાંઇ બીજી અયોગ્ય લાલચ મળી છે, એવું સાબીત કર્યાથી,

(૩) સાહેદ મજકુરની શાહેદીના જે ભાગ વિરૂદ્ધ પૂરાવો આપી શકાતો હોએ, તે ભાગ, પેસ્તર તેની કહેલી અથવા લખેલી હકીગતથી વિરૂદ્ધ છે, એવું સાબીત કર્યાથી,

(૪) જયારે કોઇ શખ્સના ઉપર બળાત્કાર સંભોગ કર્યાને માટે, અથવા બળાત્કારે સ્ત્રી ગમન કરવાની કોશીસને માટે, ફોજદારી મુકરદમો ચાલતો હોય ત્યારે ફરીઆદ કરનાર ઓરત બહુ કરીને બદચાલની છે, એવો પૂરાવો આપી શકાય છે."

* * * * * * *

કોઈ સાક્ષીએ આગળ આપેલી જુબાની વિશે.

વળી તેને સાહેદે આગળ કાંઈ આપેલ જુબાની જે લખી લેવામાં આવેલી હોએ, અથવા લેખી જુબાની આપી હોએ અને તે બાબતને લગતી હોએ, તે વિગેરે વિશે પણ ઉલટ તપાસણીમાં તેને સવાલો પુછાએ. તે લખાણ તેને દેખાડવાની જરૂર નથી. પણ તેને જો જુઠો પાડવાનો હોએ, તો અવસ્ય તેટલો ભાગ તેને દેખાડવો જોઇએ.

(જુઓ કલમ ૧૪૫).—એજ કલમ સાથે કલમ ૧૫૭ વાંચો.

યાદદાસ્ત તાજી કરવા બાબત.

હવે યાદદાસ્ત તાજી કરવા બાબત કલમ ૧૫૯ છે. સાક્ષી આપતી વખતે કોઈ પણ સાક્ષી પોતાની યાદદાસ્ત ક્યારે તાજી કરી શકે, તે વિશે એ કલમ બરાબર વાંચવી જોઇએ. એ કલમ પોલીસને ઘણીજ જરૂરી છે. ક્રી. પ્રો. કોડના વિષયમાં, આ ચોપડીમાં આ કલમ વિશે કેટલીક હકીગત આપેલી છે તે જોવી જોઇએ; અને એટલું યાદ રાખવાનું છે કે, એવી રીતે યાદદાસ્ત તાજી કરવાને સારૂ જે કાગળો તે સાક્ષી જોએ, તે વિરૂદ્ધ પારટી માંગે, તો જોવા આપવાજ જોઇએ. અને તે ઉપર ઉલટ તપાસ પણ થઇ શકે છે. જુઓ કલમ ૧૬૨. આ શિવાએ, પૂરાવાના આકટમાં ઘણી હકીગત જાણવા જેવી છે, તે વિશે કાયદો જોવો જોઇએ.

# પરચુરણ બાબતો.

## પ્રકરણ ૯ મું.

જાસ્તી સજા બાબત.

હીંદૂસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૭૫ માં "જાસ્તી સજા" વિશે હકીગત આપેલી છે, તે જાણવા જેવી છે. એ કાયદાના પ્રકરણ ૧૨ અગર ૧૭ પ્રમાણે નો કોઇ ગુન્હો જેને સારૂ ત્રણ વરસ અગર જાદેની સજા કાયદામાં ફરમાવી હોએ, તેવા ગુન્હાની સાબીતી કોઈ માણસ ઉપર એક વાર થઇ હોએ, ને ફરીથી તેજ પ્રકરણો પૈકીના, કોઇ ત્રણ વરસ અગર જાદે શિક્ષા થઇ શકે, એવા ગુન્હાનો ગુન્હેગાર ઠરે, તો દરેક તેવા પાછા કરેલા ગુન્હા બદલ તે શખ્સ, જીંદગી સુધી કાળા

પાણીની, અગર દસ વરસ સુધીની ટીપ થવાને લાયક થશે.

**નોટ**—પ્રકરણ બાર, એટલે, શીક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હાઓ.

પ્રકરણ સત્તર, એટલે મિલકત વિરૂદ્ધ ગુન્હાઓ.

આ કલમનો અર્થ એવો છે કે, ઉપર બતાવેલ પ્રમાણે કોઈ ગુન્હાના ગુન્હેગાર ઠરીને સજા થઇ હોએ, અને તેજ પ્રકરણ પૈકીનો કોઇ ગુન્હો જેને સારૂ ઉપર બતાવ્યા પ્રમાણે શિક્ષા ફરમાવી હોએ, તેવા ગુન્હાનો ગુન્હેગાર ઠરે, તો કલમ ૭૫ પ્રમાણે જાદે સજા થઇ શકે છે. ફક્ત ગુન્હાની કોશીસ કરી હોએ, તો આ કલમ લાગુ નથી. જુઓ ઈં. લા. રી. કલકત્તા સીરીઝ. વાલ્યુમ ૧૪ પાનું ૩૫૭. ક્વીન એમપ્રેસ, વિરૂદ્ધ—શ્રીચરણ બહરીનો કેસ.

કાયદો ઉપર પ્રમાણે છે, પણ તેનો ઉપયોગ સંભાળથી કરવાનો છે. એકવાર ચોરી બદલ શિક્ષા થાએ, ને ફરીથી ચોરી સારૂજ ગુન્હેગાર ઠરે, તેટલાજ ઉપરથી તેને આ કલમ પ્રમાણે સજા કરાવવી વ્યાજબી નથી. તેને થએલી સજા પ્રથમ જુજ હોએ, તો બીજી વાર તેને જાદે સજા તેજ કલમ પ્રમાણે થઇ શકતી હોએ, તો થવી જોઇએ. પણ સજા એકવાર સાધારણ સખ્ત થઈ છતાં પણ તે તેનોજ રહયો, ગુન્હો કર્યો જાએ છે, ને વારંવાર ગુન્હો કરે છે, એમ જણાએ, તો હકીગત ઉપર એકંદર વિચાર કરી આ કલમ પ્રમાણે સજા કરાવવા તજવીજ થવી જોઇએ. મતલબ હરેક કામમાં તેમ ન થઇ શકે.

આગલી સજાનો પૂરાવો કેટલો ને કેવો આપવો, તે વિશે આ નીચે હકીગત આપી છે, તે વાંચવાથી જણાશે. પણ એટલું જાણવું જોઇએ કે, કોઇ શખ્સને કલમ ૭૫ પ્રમાણે જાદે શિક્ષા કરવાની હોએ, ત્યારે

તે વિશે જરૂરી પૂરાવો આપેથી જે ગુન્હાનો ચારજ હોએ, તેની સાબીતી થએથી, તે પછી, કલમ ૭૫ પ્રમાણે શિક્ષા થવા જુદો ચારજ મુકવાની જરૂર છે.

આગલી સજાનો ઠરાવ, કેમ સાબીત કરવો.

હવે તોહોમતદારને આગળ જે સજા થઈ હોએ તે કેમ સાબીત કરાએ, તે વિશે જાણવું જોઇએ. ક્રી–પ્રો–કોડની કલમ–૫૧૧માં આ હકીગત નીચે પ્રમાણે છે:–

"આ કાયદા પ્રમાણે કોઇપણ ચોકશી ઇનસાફ અઅથવા બીજું કામ ચાલે તેમાં, અગાઉ ગુન્હો સાબીત થવાનો અથવા ના સાબીત થયાનો ઠરાવ કોઇપણ ચાલુ કાયદામાં ઠરાવેલી બીજી કોઈ પણ રીત શિવાએ વળી હેઠળ લખેલી રીતે સાબીત કરવાનો અધીકાર છે, એટલે,–

(अ) જે કોરટમાં સદરહુ ગુન્હો સાબીત થયાનો અથવા નાસાબીત થયાનો ઠરાવ થયો હોય તે કોરટના દફતર જે અમલદારના હવાલામાં હોએ તે અમલદારે જે ઇન્તેખાબ બાબત પોતાની સહી કરીને દાખલો આપ્યો હોએ કે એ ઇન્તેખાબ શિક્ષાના હુકમની અથવા બીજા હુકમની નકલ છે તે ઇન્તેખાબથી ; અથવા

(ब) ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોએ તો, જે તુરંગમાં શિક્ષા અથવા તેનો કોઇ પણ ભાગ અમલમાં આણ્યો હતો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોએ તે અમલદારની સહીવાળા દાખલાથી, અથવા કેદ કરવાના જે વારંટ પ્રમાણે શિક્ષા ભોગવવામાં આવી હતી તે વારંટ રજુ કર્યાથી ;

અને આમાંના દરેક પ્રસંગે, જે શખ્સની ઉપર સદરહુ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ થયો હોએ તે શખ્સ આજ તોહોમતવાળો શખ્સ છે એવો પૂરાવો આપ્યાથી."

જાદે સમજુતી.

ઉપર પ્રમાણે કાયદો છે તેથી જણાશે કે બે પ્રકારે

પૂરાવો કરવાની જરૂર છે. દફતર ઉપરથી નકલ, અથવા અસલ વારંટ રજુ થએથી, તેમજ તોહોમતદારની "આઇડેન્ટીટી"–એટલે એ તોહોમતદાર પ્રથમ સજા ભોગવી આવેલો તેજ,–એવી સાબિતી થએથી, પ્રથમની સજાનો પૂરાવો થયો ગણાએ. દફતર ઉપરથી સહી સાથે દાખલો લાવવો સેહેલો છે, પણ બીજી જે બાબત બતાવી છે, તેમાં જેલર, અથવા વારડર અથવા જેલના કોઇ મુકરદમ, જેણે તેને સજા ભોગવતાં જોયો હોએ, ને નામઠામથી તથા ચેહેરાથી ઓળખતો હોય, તેની કસમ ઉપર જુબાની લેવી જોઇએ.

પ્રથમ સજાનો ઠરાવ શા સારૂ સાબીત થાએ છે–ઈ. પી. કોડની કલમ ૭૫ પ્રમાણે જાદે શિક્ષા આપવા સારૂ કે તે હેતુ ન હોએ, તોપણ પુરાવો અપાએ.

હવે પ્રથમ સજાનો ઠરાવ થયો હોએ તો, હીં. ફો. કાયદાની કલમ ૭૫ પ્રમાણે જાદે શિક્ષા થવા સારૂજ એ બાબતનો પૂરાવો આપવામાં આવે છે એમ નથી.

પૂરાવાના કાયદાની કલમ ૫૪ પ્રમાણે હરકોઇ ફોજદારી કામમાં પેસ્તર થએલી સજાનો પૂરાવો ગ્રાહ્ય છે. એ તો કાયદોજ છે. ને તે ઉપર બતાવેલું છે. એટલે કે હરકોઇ કામમાં પેસ્તર સજા થઇ હોએ, તો તે બદલ પૂરાવો આપી શકાએ છે. હિંદસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૭૫માં જે જાદે શિક્ષાની હકીગત બતાવેલી છે, તે જુદીજ વાત છે તે વિશે જે હકીગત ઉપર આવેલી છે, તેથી જણાશે કે તે કલમ તો ફકત અમુક જાતના ગુન્હાનેજ લાગુ છે. પણ પૂરાવાના કાયદાની કલમ ૫૪નો હેતુ એવો છે કે હરકોઇ ફોજદારી કામમાં, પેસ્તર સજા થયાનો દાખલો આપી શકાએ છે.

આ વિશે નામદાર કલકત્તા હાઇ કોરટમાં એક વખત સવાલ ઉઠવાથી કાયદાનો અર્થ નકી કરવા સારૂ એ સવાલ, ફુલ બેંચ આગળ રજુ થયો હતો. અને તે કામમાં એવું ઠર્યું હતું કે,—પેસ્તર થએલી સજા-

ના દાખલાઓ હરેક કામમાં પૂરાવામાં લઇ શકાએ છે. એ કેસમાં જે ઠરાવ નામદાર કોરટે કર્યો છે, તે તે ઘણોજ વાંચવા જેવો છે ને તેમાં ઇંગ્રેજી કાયદાનો મુકાબલો છે, તથા તે ઉપરાંત એ બાબતને લગતી જુદા જુદા કાયદાની કલમો પણ તપાસી જોવામાં આવેલી છે, તથા તે ઉપર થએલી ટીકા વાંચવા જેવી છે. જુઓ, ઇં. લા. રીપોર્ટ. કલકત્તા સીરીઝ, વાલ્યુમ ૧૪ મું–પાનું ૭૨૧. ક્વીન એમપ્રેસ–વિરૂદ્ધ–કારતીક ચંદરદાસનો કેસ.

કેસ ચાલતાં પહેલાં અને તોહોમતદારની ગેરહાજરીમાં સાક્ષીની જુબાની લખી લેવા બાબત.

સામાન્ય નિયમ એવો છે કે હરેક ફોજદારી* કેસમાં, જે સાક્ષીઓની જુબાની લેવામાં આવે, તે પ્રતિજ્ઞા ઉપર, અને તોહોમતદારની હાજરીમાંજ હંમેશ લેવાવી જોઇએ. મતલબ કે તોહોમતદારે તે સાંભળેલી હોવી જોઇએ, તથા તેને "ક્રાસ" એટલે આડા સવાલ પુછવાનો હક આપેલો હોવો જોઇએ.

પણ કેટલીક વાર એમ જરૂર પડે છે કે, તોહોમતવાળાની ગેરહાજરીમાં તેવી જુબાનીઓ લખી લેવામાં આવે છે. કોઇ કેસમાં પોલીસ અમલદારને એમ માનવાનું વ્યાજબી કારણ હોએ કે અમુક સાક્ષીદારો પછીથી ફરી જશે,–પછી તે તોહોમતદાર સાથે સગપણના સંબંધથી,—કે દોસ્તી અગર બીજા સંબંધથી,–અગર હર કોઈ કારણથી ફરી જશે,—એમ જણાએ તો,—તોહોમતદારને માજીસ્ટ્રેટની કોર્ટમાં ચોકશી સારૂ નહીં મોકલ્યો હોએ, તે છતાં વ્યાજબી કારણ બતાવી, તેવા સાક્ષીઓની જુબાની તોહોમતદારની ગેરહાજરીમાં લેવાડવાને તે મૂખ્ત્યાર છે. બેશક, માજીસ્ટ્રેટ આગળ રીતસર ચોકશી તોહોમતદારની હાજરીમાં શરૂ થાએ, ત્યારે તેવા સાક્ષીઓની જુબાની ફરીથી લેવાએ છે. આ પ્રમાણે એટલે, તોહોમતદારની ગેરહાજરીમાં જુબાની લખી લેવાનો આધાર ક્રી. પ્રો. કોડની

કલમ ૧૬૪નો છે તે કબુલત,-તેમજ જુબાની,—બેહુને લાગુ છે.

તેમજ ક્રી. પ્રો. કોડની કલમ ૫૧૨ માં ફરમાવ્યા પ્રમાણે, તોહોમતદાર નાશી ગયો છે, અને તુરતમાં મળી આવે એવો સંભવ નથી એમ સાબીત થએથી, તે ગુન્હાનો ઇનસાફ જે કોરટ કરી શકે, તે અગરતો ગુન્હા સારૂ કમીટ કરી શકે, તે માજીસ્ટ્રેટ સાક્ષીઓની જુબાનીઓ, તોહોમતદારની ગેરહાજરીમાં લખી લેવા મુખ્ત્યાર છે. અને જ્યારે તોહોમતદાર પકડાય ને કોરટમાં રજુ થાએ, ત્યારે, જેને પ્રથમ જેણે સાક્ષી આપી હોએ, તે મરી ગયો હોએ, અગર ઘણું ખરચ ઢીલ, તથા અઘવડ વગર કોરટમાં ન આણી શકાએ, એમ હોએ, તો તેણે આપેલી પ્રથમની જુબાની પૂરાવામાં તોહોમતદાર વિરૂધ્ધ દાખલ થઈ શકે.

ફોજદારી દંડ વસુલ બાબત.

જ્યારે કોઇ ફોજદારી કામમાં ગુન્હો સાબીત થઇને દંડની સજા થાએ છે, ત્યારે તે કેવી રીતે વસુલ કરવો, એ વિગેરે સારૂ ક્રી-પ્રો-કોડની કલમ-૩૮૫-૩૮૬-૩૮૭ ૩૮૮-તથા ૩૮૯ જુઓ. તેમજ, એનાજ સંબંધમાં ઇં-પી-કોડની. કલમ ૭૦ જોવા જેવી છે. તે ઘણી અગત્યની કલમ હોવાથી આ નીચે આપી છે:—

"દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રેહે તેટલો ભાગ, શિક્ષાનો હુકમ થયા પછી ૭ વર્ષ સુધીમાં કોઇપણ વખ્તે, વસુલ થઇ શકે અને અગર તે શિક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર ૭ વર્ષ કરતાં વધારે મુદ્દતની કેદને લાયક હોએ, તો તે મુદ્દત પૂરી થતાં પેહેલાં કોઇ પણ વખ્તે વસુલ થઈ શકે; અને ગુન્હેગારના મોતથી, જે મિલકત, તેહનું મરણ થયા પછી તેહના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોએ, તે મિલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી."

એટલું યાદ રાખવાનું છે કે, એવો કાંઇ દંડ વસુલ

થાએ, અથવા દંડ પૈકી કાંઈ ભાગ વસુલ થાએ, કે તે બાબતની ખબર જે તુરંગમાં તે કેદી હોએ, તેના ઉપરી અમલદારને, તુરતા તુરત આપવી જોઇએ કે, દંડની જે રકમ આપી હોએ, તેના પ્રમાણમાં, તે બદલની ભોગવવાની સજામાં કાયદેસર ઘટાડો થઇ શકે, અને વખતસર રજીસ્ટરમાં દાખલો રહી શકે.

ફટકાની શિક્ષા વિશે.

ક્રી. પ્રો. કોડની કલમ ૩૯૧માં એમ બતાવ્યું છે કે જ્યારે કોઈ સોહોમતદાર ઉપર ફટકાની શિક્ષા, કેદની શિક્ષા ઉપરાંત ઠરાવી હોએ, અને તે ઉપર અપીલ થઇ શકતી હોએ, તો જે દીવસે સજાનો ઠરાવ કર્યો હોએ, તે દીવસથી પંદર દીવસ સુધી, ફટકાની શિક્ષાનો અમલ થાએ નહીં–અથવા તે વખતના દરમ્યાનમાં જો અપીલ થઇ હોએ તો, તે અપીલ કોરટથી તે સજા મંજુર થયા વગર, અમલ ન કરવો જોઇએ. વળી એ ફટકાની શિક્ષા, જેલના અમલદારની સમક્ષ અમલમાં આણવી જોઈએ. પણ કોઇ જડજ, અગર માજીસ્ટ્રેટ પોતાની હાજરીમાં પણ તે સજાનો અમલ કરાવી શકે.

કલમ ૩૯૨ માં એ ફટકાની સજાનો અમલ કરવાની શું રીત છે, તે બતાવી છે, તે જાણવા જોગ છે.

કલમ ૩૯૩માં ફરમાવ્યું છે કે, ફટકાની શિક્ષા કકડે કકડે થઇ શકે નહીં, અને કોને ફટકાની શિક્ષા થઇ ન શકે, તે બતાવ્યું છે.

(अ) ઓરતો.

(ब) દેહાંત શિક્ષા, કાળા પાણી, જન્મ ટીપ, અથવા પાંચ વરસથી જાદે કેદની શિક્ષાનો ઠરાવ, જે ગુન્હેગાર ઉપર થયો હોએ, તેઓ,

(क) જે મરદની ઉંમર વરસ ૪૫ થી જાદે હોએ,

એ રીતે ઉપર બતાવેલ, अ, ब, क વાળાઓના ઉપર ફટકાની શિક્ષાનો ઠરાવ થઇ શકતો નથી.

તેમજ કલમ ૩૯૪માં બતાવ્યું છે કે, વૈદકી કોઇ અમલદાર જે ત્યાં હાજર હોએ, તે, અગર તેવો વૈદકી અમલદાર હાજર ન હોએ, તો જે માજીસ્ટ્રેટ અથવા અમલદાર ત્યાં હાજર હોએ, તે તોહોમતદારની સ્થીતિ એટલી તંદૂરસ્ત છે કે એવી સજા તેના ઉપર અમલમાં લાવવામાં અડચણ નથી, એમ ખાતરી કરી આપે, તોજ ફટકાની સજાનો અમલ શરૂ થાએ,—નહીં તો નહીં.

ફટકાની શિક્ષા શરૂ કર્યા પછી, અને થોડાક ફટકા માર્યા પછી ઉપર પ્રમાણેનો વૈદકી અમલદાર અગર માજીસ્ટ્રેટ અગર જે અમલદાર હાજર હોએ, તેને એમ લાગે કે હવે ફટકાની શિક્ષાનો પુરેપુરો અમલ થવા જેવી તોહોમતદારની તંદૂરસ્તી નથી, તો બાકી રહેલી ફટકાની સજાનો અમલ બંધ થયો જોઇએ, ને તેનો અમલ પાછળથી ફરીથી થઇ શકતો નથી.

જાદે ખુલાસા સારૂ ક્રી. પ્રો. કોડની કલમ ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯ તથા ૪૦૦ જુઓ.

એ બાબત આ ચોપડીમાં જાદે લંબાણ કરવામાં આવેલું નથી. વળી આના સંબંધમાં ફટકા બાબતનો કાયદો પણ જરૂર જોવો જોઇએ.

**નોટ**—કેદીઓ કેદમાં સજા ભોગવતા હોએ, ત્યારે કોઇ કામમાં તેઓની સાક્ષી લેવાની હોએ, ત્યારે,—તથા ડીસટ્રીકટ માજીસ્ટ્રેટો વિગેરેનો, જાહેરનામાં કાહાડવા બાબતના અખત્યારની બાબત,—એ વિગેરે સારૂ આ ચોપડીનું પ્રકરણ ૧૦મું જુઓ.



# પરચુરણ આકટો.

## પ્રકરણ ૧૦ મું.

ડીસટરીકટ પોલીસ આ-કટ.

ડીસટ્રીકટ પોલીસ આકટની કલમ ૧૦માં ફરમાવ્યું છે કે સામાન્ય રીતે રાજીનામું આપેલું હોએ તો કમમાં કમ બે માસની મુદતની નોટીશ પ્રથમથીજ પોતાના ઉપરી અમલદારને આપવી જોઇએ. તેમજ, પોલીસ હાશીસરે, પોતાની નોકરીના કામ શિવાએ, બીજાં કામમાં રોકાવું ન જોઇએ. જુઓ કલમ ૧૧.

"પ્યુનીટીવ પોલીસ"ના સંબંધમાં કલમ ૧૬ જોવા જેવી છે.

દરેક પોલીસ અમલદારને હંમેશ નોકરી ઉપરજ સમવાનો છે. જુઓ કલમ ૨૦.

વળી કલમ ૨૪માં બતાવ્યું છે કે બિન વારસી મિલકતનો કબજો લેવાની પોલીસની ફરજ છે.

ડીસટ્રીકટ પોલીસ સુપરીનટેન્ડન્ટ તથા આસીસટન્ટ ડીસટ્રીકટ પોલીસ સુપરીનટેન્ડન્ટને કલમ ૨૭ને આધારે એવો અખ્ત્યાર છે કે, જરૂર પડે ત્યારે જાહેર રસ્તા ઉપર અથવા જાહેર મોહોલ્લા અથવા ગલીઓમાં વરઘોડા તથા ટોળીઓએ કેમ જવું, કયે રસ્તે જવું, અને કયે વખતે જવું આવવું, તે વિશે હુકમ કરી શકે, તેમજ કાંઈ ક્રીયા અગર ઉત્સવ ટાંકણે, વાજીંત્ર વગાડવા સંબંધી પણ હુકમ કાહાડી શકે.

વળી જાહેર રસ્તા ઉપર, મોહોલ્લા તથા ગલીઓમાં, ન્હાવાની, ધોવાની, ઉતરવાની, અને લોકો જાહે-

રમાં મળતા હોએ ત્યાં, પૂજા કરવાની જગાની પડોશમાં, પૂજાની ક્રીયા ચાલતા દરમ્યાનમાં બંદોબસ્ત રાખવાનો,–તેમજ સરીઆમ રસ્તે, તથા સરીઆમ મોહોલ્લા તથા ગલીઓમાં તથા ન્હાવા ધાવાની, તથા ઉતરવાની જગાએ હરકત નહીં નડે, તેવો બંદોબસ્ત કરવાનો,–તેમજ જાહેર હોડીઓમાં ભીચડા ભીચડ ન થાએ, તેવો બંદોબસ્ત રાખવાનો,–પોલીસને કલમ ૨૮ પ્રમાણે અખ્ત્યાર છે.

વળી કલમ ૩૧ને આધારે તે કલમ જ્યાં લાગુ કરી હોએ ત્યાં, પોલીસ પોતાના દેખતાં નીચે લખેલ રીતે ગુન્હો કરનારને વગર વારંટે પકડી શકે છેઃ—

૧. જાનવરને નિર્દયપણેથી મારે અથવા તેનો ખોટો ઉપયોગ કરે અથવા દુખ દે, તો.

૨. ડીસટ્રીકટ માજીસ્ટ્રેટે પ્રત્યક્ષ કાયદે સર જાહેરનામું ચોડયું હોએ તે છતાં જાહેર કુવો, તળાવ, ઓઝ, અથવા પાણીની જગામાં, નાહી અગર ધોઇને બિગાડ કરે, અને તેથી જે કારણસર તે રાખેલ હોએ, તે સારૂ ઓછું લાયક થાએ,—તો.

**નોટ**—નોટીસ, ડીસટ્રીકટની ભાષામાં, પાસેજ, ખુલ્લી જગામાં જાહેર વાંચી શકાએ, તેમ જોઇએ.

૩. કોઈ રસ્તા ઉપર અથવા જાહેર ગલીમાં, ઉદ્ધતાઇથી અથવા જોસથી ઘોડો અગર જાનવર ઉપર બેસીને ચલાવે, અગર હાંકે, કેળવે, પળોટે અથવા અસલામતી ભરેલી રીતે રાખે,–અથવા, ખસેડવાનો હુકમ મળ્યા છતાં, વાહન અગર ઢોર જાદે વખત ઉભું રાખે,–અથવા, અંધારી રાતે, બરાબર બત્તી વગર વાહન હાંકે,–અથવા, વેચવા અગર બીજે કારણસર બીન અખ્ત્યારે માલ મુકે,–અથવા, નિમેલી જગા શિવાએ બીજી જગામાં, કાંઇ મેલ, ગંદકી, કચરો મુકે,

અથવા સરીઆમ રસ્તાની ૫૦ ફીટની અંદર માજી-સ્ટ્રેટની, મ્યુનીસીપલ કમીશનરની, અથવા પોલીસ અમલદારની પરવાનગી શિવાએ, અગ્નીશસ્ત્ર,-અથવા આતસબાજી છોડે તો,-અથવા સરીઆમ રસ્તા, મોહોલા, અથવા ગલી ઉપર, અથવા નજીક, અથવા ત્યાંથી દેખાએ તેમ,-જાનવરને કતલ કરે, અથવા કાંઇ ચામડું સાફ કરે, અથવા જાણી બુજીને અને બીભત્સ રીતે પોતાનું શરીર દેખાડે, અથવા પૈસા કાહાડવા ખાતર સુગ આવે એવી ખોડ અમ્બર રોગ દેખાડે,-અથવા બિગાડ કરે,-અથવા કેફથી તોફાન કરે, ધાંધલ મચાવે, અથવા પોતાની સંભાળ લઇ ન શકે તેમ હોએ તો,-

તેવી રીતે ગુન્હો કરનાર હરકોઇને પકડવા પોલીસ મુખ્ત્યાર છે. તેમજ વળી, કલમ ૩૨, ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૩૭, ૩૮, ૩૯, પણ જાણવા જેવી છે.

વીલેજ પોલીસ આકટ. પોલીસ પટેલની ફરજ.

હવે, પોલીસ પટેલની શું ફરજ છે, તેમજ તેનો શું અખ્ત્યાર છે, તે જાણવું જોઇએ. વીલેજ પોલીસ પટેલની મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે ફરજ છેઃ—

૧ પોતાના ગામમાં થતા ગુન્હા અટકાવવા, લોકોની તંદૂરસ્તી સાચવવાની તજવીજ કરવી, પોલીસ અમલદારને મદદ કરવી, ગુન્હા સંબંધી ખબર પોલીસ અમલદારને આપવી, સુલેહ સંબંધી ખબરો આપવી, ગુન્હેગારને પકડી ઇનસાફે પોહોંચાડવા તજવીજ કરવી વિગેરે. જાદે માટે જુઓ કલમ ૬ઠી.

પોલીસ પટેલને સજા થવા વિશે.

કલમ ૯માં બતાવ્યું છે કે,-પોલીસ પટેલ નોકરીમાં કસુર કરે તો, ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટના હુકમથી ઘણામાં ઘણો તેની વાર્ષીક ઉપજનો ½ ભાગ સુધી દંડ થઈ શકે. પણ તેને સસપેંડ કરવાની અગર જાદે સજા કરવાની બાબતમાં એ કલમનો પાછળનો ભાગ જુઓ.

અકસ્માત મોત વિગેરેમાં પોલીસ પટેલે પંચાતનામું કરવા બાબત.

પોતાની હદમાં કોઇ અસ્વભાવિક અથવા અકસ્માત મોત થાએ, તો,–અથવા કાંઇ મુડદૂં હાથ આવે, તો પોલીસ પટેલે તુરત પંચાત ભરવી અને તે ગામના અથવા નજીકના બે અગર જાદે આબરૂદાર માણસો ભેગ. કરવા, અને તે બધાએ મળીને મોતનું કારણ, તથા તેને લગતી હકીગત શોધી કાહાડવી; અને તેનો વિગતવાર લેખી રીપોર્ટ કરવો, અને જે પોલીસ સ્ટેશનની હદમાં તે જગા હોએ, ત્યાંના પોલીસ અમલદાર તરફ પોલીસ પટેલે તે મોકલી આપવો.

પંચાતનામું કરતાં અગર એમ માનવાનું કારણ જણાએ, કે મોત ગેરકાયદે થયું છે, તો જે ડીસટ્રીક્ટ પોલીસ સ્ટેશનની હદમાં પોતાનું ગામ હોએ, તેના અમલદારને તુરતા તુરત ખબર મોકલે, અને રસ્તે સડી જાએ તેવી ધાસ્તી જો ન રહેતી હોએ, તો પોલીસ પટેલે, તે મડદૂં નજીકના સીવીલ સરજન તરફ, અગર નામદાર સરકારે તે સારૂ નીમેલા બીજા કોઇ વૈદકી અમલદાર તરફ મોકલવું. પણ તેવી ધાસ્તી વગર મોકલી ન શકાએ તેમ હોએ તો પણ, તે અમલદારની, અગર તેના મોકલેલા કોઇ તેના તાબાના માણસની, અથવા કોઇ માજીસ્ટ્રેટની પરવાનગી વગર, તે મુડદૂં બાળવા અગર દાટવા પોલીસે નહીં દેવું જોઇએ.

બીનવારસી માલની બાબતમાં પોલીસ પટેલને અખત્યાર.

વળી બીનવારસી મિલકત પોતાના ગામમાં હોએ, તેનો કબજો લેવા પોલીસ પટેલની ફરજ છે અને તે વિશે જેના તાબામાં પોતે હોએ તે માજીસ્ટ્રેટને તુરત ખબર આપવી જોઇએ. જાદે માટે જુઓ કલમ ૧૯. વળી કલમ ૧૨, ૧૩, ૧૪, તથા ૧૬ પણ જોવા જેવી છે.

એકસટરાડીશન આકટ.

કેદી સોંપવા બાબત તથા પરરાજ્યમાંથી લેવા બાબતમાં સને ૧૮૭૯ નો આકટ ૨૧ મો જાણવા જોગ છે.

કયા કયા ગુન્હા માટે એકસ્ટરાડીશન માંગી શકાએ છે.

હીંદૂસ્થાનના ફોજદારી કાયદાની નીચે લખેલી કલમો પ્રમાણેના ગુન્હામાં "એક્સ્ટ્રાડીશન" માંગી શકાએ છે:—

"૨૦૬ ઠી, ૨૦૮ મી અને ૨૨૪ મી કલમ; ૨૩૦ મી કલમના આરંભથી તે ૨૬૩મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૨૯૯મી કલમના આરંભથી તે ૩૦૪થી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૦૭મી, ૩૧૦ મી અને ૩૧૧મી કલમ; અને ૩૧૨મી કલમના આરંભથી તે ૩૧૭ કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૨૩મી કલમના આરંભથી તે ૩૩૩ કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૪૭મી અને ૩૪૮મી કલમ; અને ૩૬૦ મી કલમના આરંભથી તે ૩૭૩મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૭૫ મી કલમના આરંભથી તે ૩૭૭મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૭૮મી કલમના આરંભથી તે ૪૧૪મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૩૫ મી કલમના આરંભથી તે ૪૪૦મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૪૩મી કલમના આરંભથી તે ૪૪૬મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૬૪મી કલમના આરંભથી તે ૪૬૮મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૭૧ મી કલમના આરંભથી તે ૪૭૭મી કલમની આખર સુધીની સઘળી કલમો."

જુગારનો આકટ.

જુગારની બાબતમાં સને ૧૮૮૭નો મુંબઇનો આકટ ૪ થો વાંચવો જોઇએ. આ વિશે જુદે હકીગત વિસ્તારથી ૩ જા ભાગમાં આપવામાં આવશે. હિંયા ફક્ત અવશ્ય જાણવા જેવી હકીગત આપી છે.

જુગારનો અખાડો રાખવા બાબત.

જુગારનો અખાડો રાખવાની બાબતમાં તે કાયદાની કલમ ૪ થી અવશ્ય વાંચવા જેવી છે. તે નીચે પ્રમાણે છે:—

"(અ) કોઇ પણ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી, અથવા તેનો વહીવટ કરનારો, અ-

થવા તે વાપરનારો જુગારના અખાડાના કામ સારૂ તે કાહાડશે, અથવા રાખશે, અથવા વાપરશે તેને,

(ख) સદહુ પ્રકારના હર કોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી અથવા તેનો વહીવટ કરનારો ઉપર કહેલાં કારણ સારૂ બીજા કોઇ માણસને તે ઘર અથવા ઓરડી અથવા જગા જાણી બુઝીને અથવા જાણી જોઇને કાહાડવા દેશે, અથવા તેનો વહીવટ કરવા દેશે, અથવા તે રાખવા દેશે, અથવા તેનો ઉપયોગ કરવા દેશે તેને,

(क) સદહુ કારણ સારૂ કહાડેલાં, વહીવટમાં લીધેલાં, રાખેલાં અથવા ઉપયોગમાં લીધેલાં સદહુ પ્રકારના હર કોઇ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર કામની સંભાળ અથવા વ્યવસ્થા જે રાખતો હશે અથવા તે કામ ચલાવવામાં કોઇ રીતે જે મદદ કરતો હશે તેને,

(ङ) સદહુ પ્રકારના હર કોઇ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં આવ જાવ કરનાર માણસો સાથે જુગાર રમવા સારૂ પૈસા જે માણસ ધીરશે અથવા પૂરા પાડશે તેને,

પાંચશેં રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે, અથવા ત્રણ મહીના સુધીની કેદની શિક્ષા થશે."

જુગારના અખાડામાં હોવા બાબત.

વળી કલમ પાંચમીમાં બતાવ્યું છે કે કોઇ જુગારના અખાડામાં પાને, પાસે, અથવા જુગાર રમવાના હરકોઇ સાધનથી રમતો, અથવા જુગાર રમતો પકડાએ, તો તેને બસેંહ રૂપીઆ સુધીના દંડની અથવા એક મહીના સુધીની કેદની શિક્ષા થશે—અને એવા અખાડામાં જુગાર અગર દાવ ચાલતાં દરમ્યાન કોઇ પણ પકડાશે, તે ત્યાં જુગાર રમવાજ ગયો હતો એવું અનુમાન થશે, ને તેથી વિરૂદ્ધ સાબીત કરવું એ તેનું કામ છે.

જુગારના અખાડામાં પોલીસ અમલદારને પેસવાની સતા વિશે. (કલમ ૬)

ફલાણું ઘર અથવા ઓરડી અથવા જગા જુગાર રમવા સારૂ વાપરવાનો શક છે એવી કસમ ઉપર ફરીઆદ કોઈ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ, અગર ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરીનટેન્ડન્ટની આગળ, અગર જેને સ્થાનિક સરકારે અખ્ત્યાર આપેલ હોએ એવા આસીસ્ટન્ટ પોલીસ સુપરીનટેન્ડન્ટ આગળ થાએ, ત્યારે તે ઉપરથી જે જાદે તપાસ અગર ચોકશી કરવી હોએ તે કરીને, તેઓની ખાતરી થએથી, હરકોઇ પોલીસ ઇન્સ્પેકટરને અથવા ચીફ કોન્સ્ટેબલને પોતાની સહીનું વારંટ આપીને, તે જગામાં રાતે દીવસે ગમે ત્યારે પેસવાનો, તથા ત્યાં જે માણુસ મળે તે જુગાર રમતો હોએ કે નહીં, તોપણુ કેદ કરી માજીસ્ટ્રેટ આગળ લઈ જવાનો, ત્યાં જે ચીજ જડે તે જુગારના સાધનો છે એવો શક વ્યાજબી રીતે આવે, તે પકડવાનો તથા કેદ કરેલાં માણુસોનો ઝાડો લેવાનો, અથવા જુગારના સાધનો શોધી કાહાડવા બીજી કોઇ જગાનો ઝાડો લેવાનો, અખ્ત્યાર આપી શકે. પણ ચીફ કોન્સ્ટેબલથી નીચા દરજ્જાના અમલદારને એવો અખ્ત્યાર અપાએ નહીં.

વગર વારંટે પોલીસ કોને પકડી શકે છે. (કલમ ૧૨)

રાજ્ય માર્ગમાં અથવા જાહેર જગામાં જુગાર રમવા બાબત, વિગેરેમાં પોલીસને વગર વારંટે પકડવાનો અખ્ત્યાર છે, તે વિશે કલમ ૧૨ વાંચવી જોઇએ

વળી જાદે માટે કલમ ૭, ૮, ૯ ને ૧૦ જુઓ.

કેદીઓને સાક્ષી સારૂ બોલાવવા બાબત.

કેદીઓને સાક્ષી સારૂ બોલાવવા બાબત સને ૧૮૬૯ નો ૧૫ મો આકટ છે.

કોઇ જેલમાં કેદ હોએ, તેવા કેદીની, કોઇ ફોજદારી કામ, જે તે કોરટમાં ચાલતું હોએ, તેમાં સાક્ષીદાર તરીકે જરૂર હોએ, અગર તોહોમતદાર તરીકે જરૂર હોએ, તો તે જેલના ઇનચારજ અમલદાર તરફ કાયદામાં આપેલ નમુના મુજબનો હુકમ મોકલી, તે

કેદીને મંગાવી શકાએ; પણ તેવો હુકમ કરનાર કોરટ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટથી ઓછા દરજ્જાની ન જોઇએ. જે હાઇ કોરટને પોતે તાબે હોએ, તે હાઇ કોરટ જેટલી જેટલી જગાએથી અપીલ સાંભળી શકે, તેટલી હદમાં, ગમે તે જેલ ઉપર એવો હુકમ મોકલી શકાએ. પણ પોતાના ડીસટ્રીકટની બહાર હોએ, તો જે ડીસટ્રીકટમાં તે જેલ હોએ, ત્યાંના ડીસટ્રીકટ માજીસ્ટ્રેટ મારફતે એવો હુકમ મોકલવો જોઇએ.

જાદે માટે કલમ ૭ તથા ૧૧ જોવી જોઇએ.

હથીઆરનો આકટ (સને ૧૮૭૮નો ૧૧મો.)

કાયદાએ નીયમ એવો ઠરાવ્યો છે કે,-પરવાનો મેળવ્યા વગર કોઇ માણસે હથીઆર લઇને ફરવું નહીં. અને પરવાનો હોએ તો પણ તેમાં લખેલી શરતથી વિરૂદ્ધ ન થઈ શકે. હર કોઈ માજીસ્ટ્રેટ, અગર પોલીસ અમલદાર અગર નામદાર સરકારે જેને જેને અખ્ત્યાર આપ્યો હોએ, તે શખ્સ, બિન પરવાને અગર પરવાના વિરૂદ્ધ હથીઆર લેઈ ફરનાર પાસેથી હથીઆર લઇ લેવા મુખ્ત્યાર છે. (કલમ ૧૩)

લાઇસન્સ એટલે પરવાના શિવાએ, અગર તેથી વિરૂદ્ધ, તોપ, અગ્નીશસ્ત્ર, અથવા એમ્યુનીશન વિગેરે કોઇ પણ શખ્સ પોતાના કબજામાં અથવા તાબામાં રાખી શકે નહીં. પણ કેટલીક શરતો સારૂ જુઓ; કલમ ૧૪મી.

વળી જેની પાસે પ્રથમ હથીઆર હતાં, પણ પરવાનો ન હોવાને લીધે અથવા બીજા કાંઇ કારણસર તેનો કબજો ગેરકાયદે થયો હોએ, તેણે તેવાં હથીઆર નજીકના પોલીસ સ્ટેશનના અમલદાર આગળ તુરત રજુ કરવાં. અને તે રજુ કરવાના દિવસથી ત્રણ વરસની મુદત અંદર તે લાઈસન્સ મેળવી હથીઆર રાખવાની સત્તા મેળવી, હથીઆર મેળવવા અરજ ન કરે, તો તેવાં હથીઆર સરકાર ખાલસા થાએ.

નવેંબર આખર છપાઈ બહાર પડશે.

---

# પોલીસની ફરજ અને તે સંબંધી સૂચના.

## ભાગ ૩ જો.

કર્તા રાવ સાહેબ પ્રાણશંકર ત્રીપુરાશંકર

ડીસટ્રીકટ પોલીસ ઇન્સ્પેકટર જીલ્લે થાણા.

જેમાં ચાળીસથી જાદે પરચુરણ આકટો, જે કે પોલીસે તથા માજીસ્ટ્રેટોએ જરૂર જાણવા જોઇએ, તેમાંથી, તથા તે ઉપર થએલી રૂલો, તથા નામદાર હાઇકોરટોના ફેસલાઓ ઉપરથી સમજુતીઓ, વિગેરે આપવામાં આવશે. અને પોલીસને જેમ વધારે ઉપયોગી પૂસ્તક થાએ, તેમ કરવામાં કાંઇ બાકી રાખવામાં આવશે નહીં.

પરચુરણ આકટો જાણવા, એ પોલીસને ઘણી જરૂરની બાબત છે.

**કિંમત બાર આના.**

---

આ ભાગ ૨ જો નીચે લખેલે ઠેકાણેથી વેલ્યુપેએબલ અગર રોકડી કીંમતે મળશે.

**સૂરત**—બુકસેલર રા૦ કસનદાસ નારણદાસ. ઠેકાણું—નાંણાવટ.